# हृदय-प्रदीप.

( હૃદયપ્રદીપ પટ્ત્રિંશિકાનું સટીક ભાષાંતર )

અનેક ભવ્યજીવોને સન્માર્ગસૂચક-વૈરાગ્યબોધક
૩૬ શ્લોકને પરમઉપકારક જાણી ટીકા, અર્થ ને
ભાવાર્થ યુક્ત.


છપાવી પ્રસિદ્ધ કરનાર
**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા**
ભાવનગર


ઓસવાળ જ્ઞાતિય શાહ માણેકચંદ બોધવજીની સ્ત્રી
બાઇ અમૃતે પોતાના તેમજ પોતાની પુત્રી
વાલીના શ્રેયાર્થે આ બુક છપાવવામાં
અનેક સદ્ગુણાલંકૃત સાધ્વીજી
શ્રી લાભશ્રીજીના સદુપદેશથી
આર્થિક સહાય કરી છે


વિક્રમ સંવત ૧૯૭૩ વીર સંવત ૨૪૪૩
શ્રી " સરસ્વતી " છાપખાનું—ભાવનગર

આ બુક સાધુસાંધ્વીને તેમજ પુસ્તકભંડાર અને જૈન
લાઇબ્રેરીઓને ભેટ દાખલ આપનામા આવશે સાધુ
સાધ્વીએ પોતાના ગુરૂ મારફત લખાવવુ અને
ભંડાર લાઇબ્રેરીના વહીવટકર્ત્તાઓએ
પોસ્ટેજ અર્ધો આનો મોકલાવવો

# પ્રસ્તાવના

આ નાની સરખી બુકના પ્રસ્તાવનાની બહુ આવશ્યકતા હોય નહીં તો પણ કેટલીક હકીકત ખાસ જણાવવાની હોવાથી લખવામા આવી છે આ પટ્રત્રિંશિકા ઉર્ફે છત્રીશ શ્લોકના કર્ત્તાનુ નામ જાણુવામા આવ્યુ નથી એની અંદર તેના કર્ત્તા મહાપુરૂષે પ્રથમ શ્લોકમા કહ્યા પ્રમાણે અનુભવ જ્ઞાનજ ભરેલુ છે એની ખુબી આ બુક આદ્યંત વાચવાથી જાણી શકાય તેમ હોવાથી અત્ર લખવાની આવશ્યકતા નથી એની અંદર જુદા જુદા પ્રકરણો પાડેલા નથી, પરંતુ દરેક શ્લોકમા અન્ય અન્ય પ્રકારે ઉપદેશ આપેલો છે તેની ભાષા મહેલી હોવા છતા સંસ્કૃતના અભ્યાસીઓને વધારે સરલ થાય તેટલા માટે તેની ટીકા એક શાસ્ત્રી પાસે કરાવી એક વિચક્ષણ મુનિરાજ પાસે પસાર કરાવી છે આ ૩૬ શ્લોકનો અર્થ પ્રથમ જૈન ધર્મ પ્રકાશના પુસ્તક ૧૧મામા પ્રકટ કરવામા આવ્યો હતો, તે આની અંદર દાખલ કરવામા આવ્યો છે અને તેનુ વિવેચન પ્રથમના ૬ શ્લોકનુ એક મુનિરાજે લખેલુ હતુ તે દાખલ કર્યું છે, બાકીનુ અમારા તરફથી ખાસ હાલમાજ લખવામા આવ્યુ છે વિવેચન લખવાથી શ્લોકની અંદર રહેલો ભાવ વધારે સ્ફુટ થઇ શક્યો છે આ છત્રીશી એવી અસરકારક રચવામા આવી છે કે તે વાચનારના હૃદયમા અવશ્ય વૈરાગ્ય ઉત્પન્ન થાય, સત્ય માર્ગ સમજવામા આવે, અનુભવ જ્ઞાન પ્રકટ

થાય અને તદનુસાર વર્તન કરતા અવશ્ય ખરેખરૂ આત્મહિત થાય આમ લખવામા લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી

આ બુક છપાવવામા ભાવનગર નિવાસી જે શ્રાવિકાએ પોતાની પૂજ્ય ગુરૂણીજીના અસરકારક ઉપદેશથી યથાશક્તિ આર્થિક મહાય કરી છે તેના નામનો ઉલેખ ટાઇટલ ઉપર કરવામા આવેલ છે એવી સાધારણ સ્થિતિવાળી શ્રાવિકાના આ ઉત્તમ કાર્યનુ અનુકરણ અન્ય શ્રાવિકાઓએ અવશ્ય કરવા યોગ્ય છે પોતાના દ્રવ્યની આ ઉચા પ્રકારની સાર્થકતા છે

આ બુકનો જેમ બને તેમ વિશેષ લાભ લેવામા આવે એવા હેતુથી તે વિનામૂલ્યે ભેટ આપવાની ગોઠવણ કરવામા આવી છે, છતા તેથી સર્વને તેનો લાભ મળી શકે નહીં માટે માત્ર બે આનાની કિમતે વેચવા સારૂ તેની બીજી આવૃત્તિ તરતમાજ છપાવવાની ધારણા રાખવામા આવી છે આશા છે કે ઉત્તમ સાધુ સાધ્વીઓ આ બુક વાચી-વચાવી-સભળાવી અનેક ભવ્ય જીવોને તેનો લાભ આપશે, જેથી અમે અમારો અલ્પ પ્રયાસ સફળ થયેલો માનશુ ઇતિ શમ

પોષ શુદિ ૧૫ સ ૧૯૭૩ — શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર

# श्री हृदयप्रदीप षट्त्रिंशिका.

## (सटीका)

ॐ अर्हं । आदौ तावद्ग्रन्थकर्ता स्वात्मसम्बोधनपूर्वकं भव्यजनताशिक्षणार्थं अनुभवस्वरूपं दर्शयति—

> शब्दादिपञ्चविषयेषु विचेतनेषु,
> योऽन्तर्गतो हृदि विवेककला व्यनक्ति।
> यस्माद्भवान्तरगतान्यपि चेष्टितानि
> प्रादुर्भवन्त्यनुभव तमिमं भजेथा. ॥ १ ॥

व्याख्या—तं यच्छब्दोक्तविशेषणविशिष्टं । इमं मानसप्रत्यक्षं । अनुभवं श्रुतचिंताभावनारूपज्ञानत्रयमध्यादन्त्यं भावनात्मकं ज्ञानं भजेथाः सेवेथाः हे आत्मन्निति गम्यते । अत्र श्रुतचिंताज्ञाने कारणे, भावनाज्ञानं च कार्यं, एवं च कार्यरूपभावनाज्ञानस्य सेव्यत्वदर्शनेन कारणरूपश्रुतचिन्तात्मकज्ञानद्वयस्यापि सेव्यत्वं दर्शितमेव । तच्छब्दापेक्षितं यच्छब्दार्थमाह—योऽनुभवोऽन्तर्गतो मानसान्तर्वर्ती सन् विचेतनेषु विगता चेतना येषां तेषु चेतनारहितेषु शब्दादिपञ्चविषयेषु शब्दरूपगन्धरसस्पर्शरूपेषु पञ्चसु पञ्चसङ्ख्येषु विषयेषु इन्द्रियार्थेषु हृदि मनसि विवेककलां हेयोपादेयजीवाजीवादिविवेचनकलां व्यनक्ति स्पष्टयति । तथा यस्मादनुभवात् भवान्तरगतान्यपि अन्यजन्मास्थि-

तान्यपि चेष्टितानि पूर्वजन्मकृतानि सदसत्कार्याणि प्रादुर्भवन्ति जातिस्मरणादिना प्रत्यक्षीभवन्ति । शेषं तु पूर्ववत् योजितम् । इति प्रथमवृत्तार्थ. ॥ १ ॥

અર્થ—જડ એવા શબ્દાદિ પાચ વિષયનો વિવેક જેણે કરીને હૃદયને વિષે પ્રગટ થાય છે અને ભવાતર ગત ચેષ્ટિત પણ જેણે કરીને પ્રત્યક્ષ જણાય છે તે અનુભવ જ્ઞાનને ભજો અર્થાત્ મેળવો ૧

ભાવાર્થ—હૃદયમા દેદીપ્યમાન દીપકની પેરે પ્રકાશ કરનાર છત્રીશ શ્લોકરૂપ ' હૃદયપ્રદીપષટ્ત્રિંશિકા ' રચનાર ગ્રથકારે પોતાના આત્માને સબોધીને જે વિચાર દર્શાવ્યો છે તે અન્ય પણ અનુભવજ્ઞાનના અર્થી ભવ્યજનોએ અતિશય મનન કરવા યોગ્ય છે એમ ધારી તે વિચાર ભાષાતર રૂપે લખવાની જરૂર હોવાથી આ ભાષાતરનો પ્રારભ કરવામા આવે છે —

પ્રથમ શ્લોકમા ગ્રથકારે અનુભવનુ સ્વરૂપ બતાવવા સાથે તેજ અનુભવની સેવા કરવાનો ઉપદેશ કરેલો છે તે બતાવે છે —

જે અનુભવ શબ્દ, રૂપ, ગધ, રસ અને સ્પર્શરૂપ પાચ વિષયો પુદ્ગલ સ્વભાવરૂપ હોવાને લીધે જડ છે, તે વિષયમા રૂડે પ્રકારે ' આ વિષયો તે હુ નથી અને એઓનુ સ્વરૂપ તે મારૂ સ્વરૂપ નથી, હુ એઓનાથી અન્ય છુ, એઓનાથી મારૂ સ્વરૂપ પણ ન્યારૂ છે ' એવુ વિવેચન પોતાના મનમા કરાવી આપે છે, વળી જે અનુભવજ્ઞાનના બળથી અન્ય અનેક જન્મોમા વિભાવદશાના આધીનપણાએ કરેલી મોહજાળમા ફસાવાની હેતુભૂત વર્તનાઓનો ભાસ થાય છે તે તારા પોતાના આત્મામાજ રહેલા અનુભવને હે આત્મા! તુ સેવ

અહીં અનુભવજ્ઞાનની સેવા કરવાની જે ગ્રથકારે જણાવી છે તેથી કઇ તેના કારણભૂત શ્રુતજ્ઞાન અને ચિંતાજ્ઞાન એ બે જ્ઞાનની સેવાનો નિષેધ થતો નથી, પરતુ ઉલટુ તે બે જ્ઞાનનુ સેવન અતિ આદરપૂર્વક કરવુ એમ સિદ્ધ થાય છે, કારણ કે બે જ્ઞાન જે બતાવ્યા તે કારણ છે અને અનુભવજ્ઞાન તે તો તેનુ કાર્ય છે, તો કારણરૂપ બે જ્ઞાનની અતિ આદરપૂર્વક સેવા કર્યા સિવાય તેના કાર્યરૂપ અનુભવજ્ઞાનની સેવા કરી એમ કહેવાયજ નહિ આ ઉપરથી ભવ્ય પ્રાણીઓ પોતાના હૃદયમા સમજશે કે દરરોજ નવો જ્ઞાન અભ્યાસ કરવાની કેટવી બધી જરૂર છે કેટલાક આ કાળમા અનુભવજ્ઞાન મેળવવાની વાતો કર્યા કરે છે, પણ જ્યા સુધી ગુરૂગમ સહિત શાસ્ત્રાનુસાર શ્રુતજ્ઞાન મેળવે નહિ ત્યા સુધી એને સમ્યક્ ચિંતાજ્ઞાન કયાથી આવવાનુ ? અને જ્યા સુધી સમ્યક્ ચિંતાજ્ઞાન પ્રાપ્ત ન થયુ હોય ત્યા સુધી આ ભવના ચેષ્ટિતોનુ પણ અનુભવજ્ઞાન સત્ય ન મળી શકે તો પરભવના ચેષ્ટિતોનુ સમ્યગ્જ્ઞાન તો મળવાનુજ કયાથી ?

હમેશા સસારની અંદર ધર્મની દરેક બાબત સિદ્ધ કરવાનો રસ્તોજ એ છે કે પ્રથમ તેના કારણોનુ જ્ઞાન બીજા પાસે અતિ આદર-વિનય પૂર્વક મેળવવુ પછી કટાળો લાવ્યા વગર ઘણા કાળ સુધી તે જ્ઞાનનુ મનન કર્યા કરવુ કે જે દ્વારા પ્રાણી અવશ્ય સમ્યગ અનુભવજ્ઞાન મેળવી શકે છે કાર્ય સિદ્ધ કરવાની વાતો કર્યા કરે અને તેના કારણભૂત પદાર્થના સેવનનો આદર મદ કરે અગર ન કરે તો તે જિનેશ્વર ભગવાનના શાસનને અગીકાર કરનારોજ કહેવાતો નથી યદુક્તમ્

जइ जिणमय पवज्जह, ता मा ववहार निच्छए मुयह ।
ववहार नओच्छेए, तित्थुच्छेओ जओ होइ ॥ १ ॥

" જો તમે જિનેશ્વર ભગવાનના મતને અગીકાર કરતા હો તો વ્યવહાર અને નિશ્ચય એ બનેને ન મૂકો, જે હેતુ માટે વ્યવહાર નયનો ઉચ્છેદ થવાથી તીર્થનો ઉચ્છેદ થાય છે "

આ ગાથાના ભાવાર્થ ઉપરથી ભવ્ય પ્રાણીઓ વિચાર કરી શકશે કે શાસ્ત્રકાર એકવાર બને નયનો સ્વીકાર કરવાનો બતાવી વળી વ્યવહારનયનો નાશ કરવાથી શાસનનો નાશ થશે, ' નહિ કે નિશ્ચયનય અગીકાર નહિ કરવાથી શાસનનો નાશ થશે ' એમ બતાવે છે એ ઉપરથી એજ નિર્ણય આવે છે કે વ્યવહારથી જે સિદ્ધિગતિ પ્રાપ્ત થવાના કારણ હોય તેમા અતિ આદરપૂર્વક પ્રવર્તવુ અને એ વ્યવહારદ્વારા જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તે ચૂકી જવુ નહિ, પણ એવો નિર્ણય નથી આવતો કે વ્યવહારિક કારણોનો અગર તેના સેવનારાઓનો અનાદર કરવો કે તેઓના ઉપર અરુચિ કરવી કે વ્યવહારથી તેઓને છોડાવી દેવા જે પ્રાણીઓ ગુરૂદ્વારા જ્ઞાન મેળવતા નથી તેઓની આ ભવમા પણ એવી કઢગી સ્થિતિ થઇ પડે છે કે પોતે જિનશાસનનુ રહસ્ય સમજતા નથી અને બીજાઓને તે રહસ્ય સમજાવવાના ડોળ કરતા હોય છે, તથી તે મિથ્યા રાઓની ગુરૂએ નહિ શિખવેલા મોરના નાચ જેવી સ્થિતિ થઈ પડે છે એ ઉપરથી સમજવાનુ એટલુજ છે કે અતિ આદર પૂર્વક હમેશા વધારે વખત ન મળે તો ઓછામા ઓછો એક કલાક તો અવશ્ય ગમે તે વખતે દરરોજ નવુ જ્ઞાન મેળવવુ ન ... ઘણુ કરવો ઘણા સુજ્ઞોને તેવી ઈચ્છા હોય છે છતા તેઓ પ્રમાણે વર્તી શકતા નથી, તેનુ કારણ એ છે કે જે વખતે તેવી ભાવના આવે છે તે વખતે તેવા પ્રકારનો કોઇ નિયમ તે લોકો કરતા નથી. જો કોઈ

પણ પ્રકારનો એવો નિયમ કરે કે ' આળસથી જો જ્ઞાનાભ્યાસમાં એક કલાક ન કાઢું તો મારે અમુક જરૂરની ચીજ તે દિવસે અગર બીજે દિવસે ન ખાવી ' તો તો અનન્ય જ્ઞાનાભ્યાસ બની શકે અને શ્લોકમાં બતાવ્યા પ્રમાણે તે મેળવેલા જ્ઞાનનું ચિંતન-મનન કરવા દ્વારા તેના કાર્ય રૂપ અનુભવજ્ઞાન પણ મેળવી અવશ્ય તેની સેવા બજાવી શકે ૧

ईदृगनुभवो ज्ञानक्रियाभ्यामेव जायते, ज्ञानक्रियावन्तश्च स्तोका एव भवन्तीति दर्शयितुमाह—

**जानन्ति केचिन्न तु कर्तुमीशा,**
**कर्तुं क्षमा ये न च ते विदन्ति ।**
**जानन्ति तत्त्वं प्रभवन्ति कर्तुं,**
**ते केऽपि लोके विरला भवन्ति ॥ २ ॥**

**व्याख्या** केचिदनिर्दिष्टनामानः प्राणिनो जानन्ति बोधन्ति हेयोपादेयादिमोक्षसाधकतत्त्वमिति गम्यते । परं तु ते कर्तुं ज्ञानानुसारेण सद्धितमाचरितुं ईशाः समर्थाः न भवन्ति प्रमादादिनेति शेषः । तथा ये जनाः कर्तुं आत्महितसाधनाय क्रियाकलापमाचरितुं क्षमाः शक्तिमन्तो भवन्ति । ते प्राणिनो न विदन्ति केन कर्मणा कृतेनात्मनो हितं कर्माष्टकानाश्रवं भवति ? केन कर्मणा चात्मनो बन्धो भवतीति जीवाजीवादितत्त्वमेव न जानन्ति । तर्हि तत्त्वज्ञाने हिताचरणे च के समर्था इत्याहोत्तरार्धेन अत्र ते इति तच्छब्दसापेक्षत्वाद्यच्छब्दोऽध्याहार्यः, तेन ये तत्त्वं पूर्वोक्तस्वरूपं जानन्ति, ये

च कर्तुमात्महितमाचरितु प्रभवन्ति शक्नुवन्ति, ते प्राणिनो लोके इह जगति केऽपि विरला' स्तोका द्वित्रा' पञ्चपा वा भवन्ति । इति द्वितीयवृत्तार्थ' ॥ २ ॥

અર્થ—આ લોકને વિષે કેટલાક મનુષ્યો તત્ત્વ અથવા કર્ત્તવ્યા કર્ત્તવ્યને જાણે છે, પણ કરવાને સમર્થ હોતા નથી, અને કેટનાએક ધમકૃત્યાદિ કરવાને સમર્થ હોય છે પણ તત્ત્વને જાણતા નથી, પરતુ તત્ત્વને જાણે અને ધર્મ કાર્ય કરવાને પણ સમર્થ હોય એવા તો કોઈક વિરલા હોય છે ૨

ભાવાર્થ—કેટલાક મનુષ્યોએ દ્રવ્યથી શુકપાઠ રૂપે અગર શ્રદ્ધાન રૂપે કરવા યોગ્ય પદાર્થોનુ જ્ઞાન મેળવેલુ હોય છે જેમકે નવતત્ત્વમા જીવ અને અજીવ એ બે તત્ત્વ જાણવા યોગ્ય છે, બધ આશ્રવ અને પાપ એ ત્રણુ તત્ત્વ તેઓના કાર્યોમા ન પ્રવર્તવા દ્વારા છાડવા યોગ્ય છે, સવર, નિર્જરા તથા મોક્ષ એ ત્રણુ તત્ત્વ તેઓના કાર્યોમા પ્રવર્તવા દ્વારા આદર કરવા યોગ્ય છે, શેષ રહેલુ પુણ્યતત્ત્વ વ્યવહારનયે આદરવા યોગ્ય છે, તથા નિશ્ચયનયે છાડવા યોગ્ય છે આ પ્રકારનુ જ્ઞાન હોય છે છતા આદરવા યોગ્ય તત્ત્વોનો આદર કરી શકતા નથી અને છાડવા યોગ્ય પદાર્થોને તજી શકતા નથી કેટલાક છાડવા યોગ્યને છાડવા તેમજ આદરવા યોગ્ય પદાર્થોને આદરવાની યોગ્યતા તથા સામર્થ્યવાળા હોય છે પણ તે તત્ત્વને જાણતા નથી પરતુ જે યથાસ્થિત પદાર્થોના રહસ્યને જાણે છે તથા તેજ પ્રમાણે વર્તવાને સમર્થ થાય છે તેવા માણસો તો દુનિયામા થોડાજ હોય છે

આ શ્લોકમા ધર્મમા વર્તતા પ્રાણીઓના ત્રણ વર્ગ બતાવ્યા છે તેમા જ્ઞાન અને ક્રિયા બને જેને હોય છે તે અનુભવજ્ઞાની કહે

थाय છે, તેવા માણસો લોકમા બહુ થોડા હોય છે, એ એક વર્ગ બતાવ્યો આ વર્ગ તો સૌથી જલ્દી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે હવે જેને જ્ઞાન છે પણ ચારિત્રમોહનીયના ઉદયના પ્રબળપણાથી તે જ્ઞાન પ્રમાણે વર્તવા સમર્થ થઈ શકતા નથી, આ બીજો વર્ગ પણ જો જેઓ ચારિત્રમોહનીયના ક્ષયોપશમાદિકે કરી યથાર્થ વર્તવા સમર્થ છે તેના ઉપર આદરવાળા રહે અને પોતે પણ ચારિત્રમોહનીય તોડવાના ઉદ્યમમા તત્પર રહે તો કેટલાક વખત પછી પણ અવશ્ય મોક્ષપદને સાધી શકે છે હવે ત્રીજો વર્ગ કે જે ચારિત્રમોહનીય તથાપ્રકારનુ પ્રબળ નહિ હોવાને લીધે કરવા સમર્થ છે પણ જ્ઞાના વરણીય કર્મના ઉદયને લીધે આદરવા યોગ્ય તથા છાડવા યોગ્ય પદાર્થને સમજી શકતા નથી આ વર્ગ પણ જે જ્ઞાનાવરણીયના ક્ષયોપશમના બળે કરી પદાર્થના સ્વરૂપને જાણતા હોય તેઓની વિ નયભક્તિ કરવામા તત્પર રહે, અને પોતે જ્ઞાનાવરણીય કર્મ ખપા વવા માસતુસ નામના પ્રસિદ્ધ મુનિમહારાજની પેઠે સાવધાન રહી કટાળારહિતપણે ઉદ્યમ કરે, અને જ્યાસુધી પોતાને હિતાહિતનુ જ્ઞાન ન થાય ત્યા સુધી જ્ઞાનીની નિશ્રાએ રહી તેમજ કર્યા કરે તો તે પણ કેટલાક કાળે અવશ્ય મુક્તિપદ પ્રાપ્ત કરે પણ જેઓ કેવળ શુકપાઠ રૂપ જ્ઞાન મેળવી ચારિત્રવતો ઉપર અરૂચિવાળા હોય એટ લુજ નહિ પણ તેવાઓના અવર્ણવાદ બોલવાથી અને તેઓની અવ જ્ઞાથી કેવળ પોતાની માનપૂજા વધારવાની વાછા રાખતા હોય તે, તથા જે ક્રિયા કરવા સમર્થ હોય પણ જ્ઞાનની તો કઇ ખબરજ ન હોય છતા દુનિયામા અદ્વિતીય માન મેળવવા માટે કેવળ બાહ્ય ક્રિ યાનો ડોળ કરી જ્ઞાનીઓના ચરણારવિદની સેવાદ્વારા જ્ઞાનાવરણીય કર્મ તોડવાનો ઉદ્યમ તો ક્યાથી કરે ! પણ ઉલટા જ્ઞાનના આશ

નોની તથા જ્ઞાનીઓની અતિ આશાતના કરતા હોય તેવા પ્રાણીઓ તો અનંત સંસારી હોવાની સાથે જૈનશાસનની મર્યાદાથી બહારજ છે એમ સમજવું જો કે શુષ્ક જ્ઞાન અથવા શુષ્ક ક્રિયાવાળા પોતાની મતિકલ્પનાથી અમે જૈનશાસનમાં છીએ એમ માને છે તોપણ તેઓનું જ્ઞાન અગર ક્રિયા કેવળ મતિકલ્પિત હોવાથી તેઓ આજ્ઞાથી પરાઙ્મુખ હોય છે, તેથી તે વસ્તુ કેવળ તેને સંસાર રૂપ ફળને આપવાવાળી થાય છે

समइपवित्ती सव्वा, आणाबज्झत्ति भवफला चेव ॥
तित्थयरुद्देसेणवि, न तत्तओ सा तदुद्देसा ॥ १ ॥

" પોતાની મતિકલ્પના પૂર્વક જ્ઞાન અગર ક્રિયા સાધવા કરેલી સર્વ પ્રવૃત્તિ તીર્થંકર મહારાજની આજ્ઞાની બહાર હોવાને લીધે કેવળ સંસારવૃદ્ધિ રૂપ ફળને આપનાર થાય છે " જો કે તે મતિકલ્પના પૂર્વક પ્રવૃત્તિ કરનારાઓ પોતાથી કરાતી પ્રવૃત્તિને તીર્થંકરે બતાવેલી છે એમ માને છે તોપણ તે પ્રવૃત્તિ પરમાર્થથી જોતા તીર્થંકરે બતાવેલી છે. નહિ અને તેથીજ સંસારવૃદ્ધિ રૂપ ફળને તે આપે તેમાં નવાઈ જેવું નથી આ ઉપરથી સુજ્ઞ જનો સમજી શકશે કે અનુભવ જ્ઞાન મેળવવાને તો જો કે વખત લાગે તેમ હોય તોપણ તેના પદેના વખતમાં અવળા માર્ગે તો જવું જોઇએજ નહિ

એક માણસની આંખો ગઈ એટલે 'તેના હાથપગ શું કામના છે?' એમ કહી તેને નિરૂપયોગી કરી નાખવા તે વ્યાજબી કહેવાયજ નહિ તેના હાથપગ સાજા રાખવાની સાથે તેના ચક્ષુ સાજા કરવા અગર કરાવવા તે વ્યાજબી કહી શકાય એક માણસ દેખતો હોય અને પાંગળો હોય તો 'આની આંખો શું કામની છે?' એમ

ધારી તેની દૃષ્ટિ બધ કરી દેવી એ કાઈ વ્યાજબી ગણાયજ નહિ, પણ તેના હાથપગ સાજા થાય તેને માટે ઉદ્યમ કરવો એ વ્યાજબી કહેવાય, તેમ જે માણસો જ્ઞાન શીખી શકતા હોય પણ ક્રિયા ન કરી શકતા હોય તો તેઓને જ્ઞાનનો અભ્યાસ છોડાવી દેવાની જરૂર નથી, પણ ક્રિયામા ધીમે ધીમે પ્રેરણા કરી પ્રવર્તાવવાની જરૂર છે કેટલાક ક્રિયા કરી શકતા હોય અને જ્ઞાન ન આવડતુ હોય તો તેઓથી થતી ક્રિયા મૂકાવી દેવાની જરૂર નથી, પણ હરકોઇ પ્રકારે તે જ્ઞાનવાળા થઈ શકે તેવો ઉદ્યમ કરાવવાની જરૂર છે કેટલીક વખત એક માણસની પાસે કાર્યસિદ્ધિ કરવાના બને પદાર્થો નથી હોતા, તોપણ જો બે ગુણવાળા બને માણસો ભેગા મળી શકે તો અવશ્ય કાર્ય સાધી શકે છે

यदुक्तमतिमश्रुतकेवलिना श्रीमद्भद्रबाहुस्वामिनावश्यकनिर्युक्तौ–

सजोगसिद्धिइ फल वयति, न हु एगचक्केण रहो पयाइ।
अंधो य पगू य वणे समेच्चा, ते सपउत्ता नगर पविठ्ठा ॥

" જ્ઞાનીઓ સામગ્રીના સયોગની સિદ્ધિથી ફળ બતાવે છે એક ચક્રથી રથ કોઈ પણ વખતે ચાલી શકતો નથી અધ ને પગુ વનમા એકઠા થયા ને તે બને જોડાયા તો નગરમા પેઠા " દૃષ્ટાત આ પ્રમાણે—" એક વનમા દાવાનળ લાગેલો હતો, ત્યા એક આધળો માણસ હતો અને એક પાગળો માણસ હતો આધળાને નહિ દેખવાથી દાવાનળ વિનાની દિશાએ રસ્તો લેવો શક્ય નહોતો, પાગળો દાવાનળ વિનાની દિશાને દેખી શકતો હતો પણ ચાલવાની શક્તિ નહિ હોવાને લીધે તે દાવાનળરહિત રસ્તે ચાલવા અસમર્થ હતો આ દરમ્યાનમા દૈવયોગે તે બે એકઠા મળ્યા, અને એકસપ

કરી આંધળાએ પાગળાને પોતાની ખાંધે બેસાડયો પાગળો રસ્તાની સૂચના જેમ જેમ ડાબા જમણી બતાવી ક ા લાગ્યો તેમ તેમ તે તરફ ચાની આંધળો તેનો અમલ કરતો ગયો એમ બ ને એકઘ મળ્યા અને પરસ્પર યોગ્ય ઉદ્યમ કર્યો તો તેઓ વાહિન નગરે પ હોચ્યા, અને દાવાનળથી થતી મરણની આપત્તિથી બચ્યા " આજ રીતે દ્ર યમકાવ્યના પ્રભાવે બહોળતાએ જ્ઞાનક્રિયારૂપ બને પદાર્થ સાથે એક પ્રાણીમા હોવા મુશ્કેલ છે, તોપણ ઉપર બતાવેલા દૃષ્ટાંતની માફક જો બને એકઠા મળી એક્રૂપે રહી પોતપોતાની ફરજ બ જાવી લે તો તેઓ અતિ અ પ અનુભવીઓ જે આ શ્લોકમા બતા વેલા છે તેઓની પેઠે મોક્ષસુખ ની સિદ્ધિ કરવાની સાથે જૈનશાસનનો પણ ઉદ્યોત રૂડી રીતે કરી શકે સુજ્ઞ જનોને ઘણુ કહેવાથી સર્યું ર

सम्यक्त्वनुभवस्य मोक्षसाधकत्वमाह—

सम्यग्विरक्तिर्ननु यस्य चित्ते,
सम्यग्गुरुर्यस्य च तत्त्ववेत्ता ।
सदाऽनुभूत्या दृढनिश्चयो य–
स्तस्यैव सिद्धिर्न हि चापरस्य ॥ ३ ॥

**व्याख्या**—यस्य भव्यजीवस्य चित्ते मनसि ननु निश्चयेन सम्यक् शास्त्रानुसारिणी विरक्तिः शरीरधनाङ्गनापुत्रादिनित्यवस्तुषु विरागोऽस्तीति शेषः । च पुनरर्थे । तथा यस्य भव्यजीवस्य गुरु हितोपदेशदायको धर्मगुरु सम्यग् आगमोक्तलक्षण तत्त्ववेत्ता जिनागमरहस्यज्ञो वर्तते । तथा यो भव्यप्राणी सदा निरन्तर

अनुभूत्या भावनात्मकज्ञानेन दृढोऽविचलितो निश्चयो निर्णयो यस्य स स्वात्महितसाधनाय हृदि कृतनिश्चय इत्यर्थः । अस्तीति शेषः तस्यैव पूर्वोक्तवैराग्यसद्गुरुदृढनिश्चयवत एव सिद्धिः सकलकर्मक्षयलक्षणो मोक्षो भवति । च पुनरर्थे । तथा परस्य पूर्वोक्तवैराग्यादित्रयरहितस्य हि निश्चयेन सिद्धिर्न भवति इति तृतीयवृत्तार्थः ॥ ३ ॥

અર્થ-સમ્યક્ પ્રકારની વિરક્તિ જેના ચિત્તમા હોય, જેના તત્વવેત્તા એવા સમ્યગ ગુરૂ હોય અને નિરતર અનુભવવડે જેમણે દૃઢ નિશ્ચય કરેલો હોય તે જીવોનીજ સિદ્ધિ થાય છે, બીજાની થતી નથી ૩

ભાવાર્થ—હવે ત્રીજા શ્લોકમા કેવા સ્વરૂપવાળો જીવ મોક્ષ પામી શકે તેમજ કેવા સ્વરૂપવાળો જીવ મોક્ષ ન પામી શકે તે ગ્રથકાર બતાવે છે

નિશ્ચયે કરી જેના હૃદયમા રૂડી રીતની વૈરાગ્યદશા પ્રાપ્ત થયેલી હોય, ઉત્તમ પ્રકારે યથાવસ્થિત જૈનશાસ્ત્રોના રહસ્યનુ જ્ઞાન જેને હોય એવા સદ્ગુરૂની જેને પ્રાપ્તિ થયેલી હોય, અનુભવજ્ઞાન મેળવવાવડે જે પ્રાણી પોતે જેવી રીતે આત્મગુણોની અદર રમણતા કરવી જોઇએ તેવા કર્તવ્યમા દૃઢ નિશ્ચયવાળો બનેલો હોય તેની સિદ્ધિ થાય છે, તેથકી અન્ય કે જેણે ઉત્તમ વૈરાગ્ય પ્રાપ્ત કર્યુ નથી, જેને ઉત્તમ ગુરૂનો સમાગમ મળ્યો નથી, વળી જેણે અનુભવ તો સ્વપ્નામાએ દીઠો નથી તેવા જીવની મુક્તિ થઈ શકતી નથી

આ શ્લોકમા શાસ્ત્રકારે મુક્તિગમનના સાધનભૂત ત્રણ પદાર્થો બતાવ્યા છે પ્રથમ વૈરાગ્ય, બીજો ઉત્તમ ગુરૂસમાગમ અને ત્રીજો અનુભવજ્ઞાનદ્વારા કર્તવ્યનો દૃઢ નિશ્ચય હવે પ્રથમ પદાર્થ જે વૈરા-

અનુષ્ઠાનો રૂપ વ્યવહાર ધર્મની જાણ હોય, વ્યવહાર નિશ્ચય બંને ધર્મને સેવનાર હોય, ધર્મમા મગ્ન તત્પર હોય અને હમેશા પ્રાણી ઓને ધર્મના તત્વનો ઉપદેશ કરનાર હોય

यदुक्त-धर्मज्ञो धर्मकर्ता च, मग्न धर्मपरायण ।
सत्वेभ्यो धर्मशास्त्रार्थ-देशको गुरुरुच्यते ॥ १ ॥

" જે ધર્મના જાણ, ધર્મના કરનાર, ધર્મમા સદા તત્પર અને પ્રાણીઓને ધર્મશાસ્ત્રાર્થનો ઉપદેશ કરનાર હોય તે ગુરૂ કહેવાય છે "

આ પ્રકારના સદ્‌ગુરૂના સમાગમથી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થયેલુ હોય તો તે દૃઢ થાય છે અને પ્રાપ્ત ન થયેલુ હોય તો તેની પ્રાપ્તિ થાય છે

ત્રીજો અનુભવજ્ઞાનદ્વારા કર્તવ્યના દૃઢ નિશ્ચય તે આ પ્રમાણે- સદ્‌ગુરૂના સમાગમવડે પ્રાણીઓ સત્ય પદાર્થોનુ સ્વરૂપ વિચારી તેનુ વારવાર મનન કર્યા કરે છે તેથી અનુભવજ્ઞાન પ્રાપ્ત થાય છે કે જે અનુભવજ્ઞાનદ્વારા તે જલદી સિદ્ધિપદને પ્રાપ્ત કરે છે પણ ઉપર કહેલાથી વિપરીત અન્ય પ્રાણીને સિદ્ધિપદ પ્રાપ્ત થતુ નથી વળી જેમ નવા તાવવાળાને દુધ પ્રમુખ પદાર્થો અતિ ઉત્તમ છતા પણ સન્નિપાતદ્વારા શીઘ્ર મરણને આપે છે, તેમ વૈરાગ્ય વિના અયોગ્ય તાએ મેળવેલુ જ્ઞાન પણ અનતા જન્મ મરણને આપે છે આ હેતુ થીજ શાસ્ત્રકારે અનુક્રમે આગમોનુ જ્ઞાન આપવાનુ કહ્યુ છે ૩

सप्रति सम्यग्वैराग्यप्राप्त्यर्थ शरीरस्वरूप दर्शयति ।

**विग्रह कामिनिकायसकुल,**
**दु खद हृदि विवेचयन्ति ये ।**

गुप्तिवद्धमिव चेतनं हि ते,
मोचयन्ति तनुयन्त्रयन्त्रितम् ॥ ४ ॥

**व्याख्या**—ये भव्यजीवा' हृदि स्वचेतसि विग्रह शरीर कृमिनिकायसकुल कृमीणा कीटाना निकायेन समूहेन सकुल व्याप्त अत एव दु.खद पीडाकारक विवेचयन्ति विवेकपूर्व जानान्ति, ते भव्यजीवा हि निश्चयेन गुप्तिवद्ध गुप्तौ काराग्रहे बद्ध पतितमिव तनुयन्त्रयन्त्रित शरीररूपनिगडनियन्त्रित चेतनमात्मान मोचयन्ति मोक्तु समर्था भवन्ति समारकाराग्रहादिति शेष' ॥ ४ ॥

અર્થ—આ શરીર અનેક સુક્ષ્મ-સમૂર્છમાદિ જીવોએ વ્યાપ્ત છે અને પ્રાણીને ભવભ્રમણાદિ દુ ખ આપનાર છે એમ વિવેકપૂર્વક જે પોતાના હૃદયમા જાણે છે તેજ પ્રાણી શરીરરૂપી યત્રમા યત્રીત એવા પોતાના ચેતનને, કેદખાનામાથી બદીવાનને છોડાવે તેમ છોડાવી શકે છે ૪

ભાવાર્થ—સમ્યગ વૈરાગ્ય શરીરાદિનુ યથાસ્થિત સ્વરૂપ વિચારવાથીજ થાય છે તેથી તે દેખાડે છે—

હમેશા દરેક વસ્તુ સબધી વૈરાગ્ય, તેનાથી પ્રાપ્ત થતી આપત્તિઓના તેમજ તેના બિભત્સ સ્વરૂપના વિચારથી થાય છે પ્રાણીઓ અનુક્રમે સર્વ વસ્તુઉપરનો મમત્વ ઉતારતા છતા પણ છેવટે શરીરપરનો મમત્વ ઉતારી શકતા નથી જેમ ધન ઉપાર્જન કરવા દેશ મૂકે છે, ધાવડે કુટુબનુ રક્ષણ કરે છે અને છેવટે કુટુબને પણ પોતાના શરીરના રક્ષણને માટે છોડી દે છે આ પ્રકા -

રનો મોહ શરીર ઉપર અનાદિ કાળથી હોય છે, છતા પણ જ્યારે તે શરીરના સ્વરૂપનુ વિચક્ષણો વિવેચન કરે છે ત્યારે શરીર ઉપરથી પણ તેઓ મમત્વ ઉતારે છે, અને તેથી દેહને દુખ પડ્યા છતા પણ ભય ન પામી "देहे दुःख महाफलम्" એ સૂત્રવચનનુ અવલબન કરી પરીસહ ઉપસર્ગો સહન કરવા તત્પર થાય છે, અને તે દ્વારા સર્વ કર્મ ક્ષય કરી અનતા કાળથી થતા શારીરિક અને માનસિક દુખોને જળાજલિ આપે છે, અને અવ્યાબાધ સુખ જે આત્માના સ્વાભાવિક ગુણ રૂપ છે તે પ્રાપ્ત કરે છે એક તરફ જ્યારે શરીરને કૃમિ આદિ જીવોના આધારભૂત જ્ઞાનીઓ બતાવે છે, ત્યારે બીજી તરફ અતિ મોહી પ્રાણીઓ તેજ શરીરના અવયવો જે કેવળ અપવિત્ર પદાર્થોથી ભરેલા છે તેને અતિ ઉત્તમ પદાર્થોની ઉપમા આપે છે જેમકે સ્ત્રીનુ મુખ શ્લેષ્માદિકથી ભરેલુ છે છતા તેઓ તેને ચદ્રના મરખુ કપે છે, સ્તનો માસ રૂધિરાદિકની પોટલીરૂપ છે છતા તેને કનકકળશની ઉપમા આપી તેને વખાણી તેનુ આલિંગન કરવા તૈયાર થાય છે અને તે કાર્યની પ્રાપ્તિ થતા અતિ મોહથી મનમા હર્ષવત થાય છે જે ગુહ્ય ભાગ આખી દુનિયાથી છુપાવી રાખી લજ્જાદાયક હોઈ કોઇને પણ બતાવવામા આવતો નથી, વળી જે કેવળ મલમૂત્રની કોઠીરૂપ છે, જેને સ્પર્શ કરતા પણ માણસોને પોતાના હાથ પ્રમુખ ધોઇને શુચિ થવુ પડે છે તેવા પદાર્થનો સ્પર્શ કરવામા મોહના પ્રબળ ઉદયથી અતિ આકાક્ષા ધારણ કરે છે, અને તે નિમિત્તે અનેક પ્રકારના આર્ત રૌદ્ર ધ્યાનનુ સેવન કરી પૈસા મેળવી તે પદાર્થ સાધવા-મેળવવા ઈચ્છે છે કદાચિત્ પૂર્વકૃત પુણ્યના ઉદયથી તે વસ્તુ પ્રાપ્ત થાય છે તો તો પછી તેની આસક્તિ અને

તે નિમિત્તક વિડંબના અને દુર્ધ્યાનનો કંઇ પાર રહેતો નથી અતીત કાળમા જે અનતા શરીર અને મન સબધી દુખ પ્રાપ્ત થયા છે તે તેવી વિષયાસક્તિને લીધે થયેલા છે તેનુ તેને ભાન પણ આવતુ નથી જો કે પરાધીનપણે તો વિષયસુખનો ત્યાગ પ્રાણીઓ અનત કાળ સુધી અનતી વખત કરે છે, તોપણ તેવા ત્યાગથી કંઇ તેના આત્માનુ કલ્યાણ થઇ શકતુ નથી, છતા ભોગનો ત્યાગ કરવાથીજ તાત્વિક ત્યાગીપણુ પ્રાપ્ત થઈ શકે છે यदुक्तम् " जे य कंते पिये भोये लध्धेवि पिठ्ठीकुव्वइ। साहीणे चयइ भोए सेहु चाइत्ति वुचइ"। 'જે પ્રાણીઓ રમણીય અને પ્રિય પ્રાપ્ત થયેલા સ્વાધીન ભોગોનો ત્યાગ કરી તેને પુઠ દે છે તે પ્રાણીઓ નિશ્ચયે કરી પારમાર્થિક ત્યાગીઓ કહેવાય છે ' આ ઉપરથી વિચક્ષણો સમજી શકશે કે જો થોડા વખ તને માટે પ્રાપ્ત થયેલા ભોગોનો ત્યાગ કરશું નહિ તો એકેદ્રિયમા જઇ રખડના અનતકાળ સુધી વિષયો તો નહિજ મળે, પણ તેની સાથે આત્મકલ્યાણદ્વારા મોક્ષસુખ સાધવાનુ પણ બની શકશે નહિ માટે જેમ બને તેમ હમેશ દરેક વિષયને ત્યાગ કરવા પ્રવર્તવું એજ મોક્ષાર્થી પ્રાણીઓની ફરજ છે બાહ્ય ચીજોના ત્યાગનો અતિ આગ્રહપૂર્વક ઘણા ભવો સુધી અભ્યાસ કરવામા આવે તો અતે મોક્ષસુખના સાધ નભૂત ભાવત્યાગને પણ પ્રાપ્ત કરવા તે પ્રાણીઓ ભાગ્યશાળી બની શકે છે બાકીઆતાએ દ્રવ્યત્યાગના અભ્યાસ સિવાય ઘણા પ્રાણીઓને ભાવત્યાગ પ્રાપ્ત થવો બહુ મુશ્કેલ છે બાહ્ય પદાર્થોની આસક્તિ છુટ વાથી અત વખતે પ્રાણીઓ સમાધિમરણને સાધી શકે છે, નહીતર શરીરનો મોહ રહેવાથી અતિ આર્ત રૌદ્રધ્યાન કરી દુર્ગતિમા જવાનો વખત આવે છે, માટે શરીરનો મોહ છોડી દેવો કે જેથી આત્મા અનાદિ

કાળથી શરીરરૂપ ત્રથી નિયત્રિત થયેલો છે તે મુક્ત થાય મોહનીય કર્મ સર્વ કર્મોમા પ્રધાન હોવાથી તેને હણ્યું એટલે શેષ સર્વ કર્મ હણાઈ જાય છે ૪

अस्य शरीरस्य भोगयोगसाधनता पात्रभेदेन दर्शयति--

भोगार्थमेतद्भविना शरीर,
ज्ञानार्थमेतत् किल योगिना वै ।
जाता विष चेद्विषया हि सम्यग्--
ज्ञानात्तत किं कुणपस्य पुष्ट्या ॥ ५ ॥

व्याख्या--एतत्प्रत्यक्ष दृश्यमान शरीर पुद्गलात्मक करच रणाद्यवयवोपेत वपु' भविना भव' ससारोऽस्ति एषां तेषा भवाभिनन्दिप्राणिना भोगार्थं पञ्चेन्द्रियविषयसेवनाय भवति । तथा किल निश्चयेन एतच्छरीर योगिना योगो मोक्षार्थमेव मनोवाक्कायव्यापार', सोऽस्त्येषा तेषा मुमुक्षूणा ज्ञानार्थं आत्मसाक्षात्काराय भवति । वै शब्द पादपूर्तये । चेद्यदि विषया शब्दादय पञ्च सम्यग्ज्ञानात् यथावस्थितात्मबोधात् विष विषतुल्या जाता यस्य भव्यस्येति शेष, एते शब्दादयो विषया आत्महितनाशकत्वाद् विषरूपा एव यस्य जाता. । ज्ञाता इति पाठे येन विषया विषतुल्या ज्ञाता बुद्धा इत्यर्थ', अय च पाठ समीचीन । ततस्तर्हि कुणपस्य एतज्जडस्वभावशरीरस्य पुष्ट्या पोषणेन किं फल ? न किमपीत्यर्थ ॥ ५ ॥

અર્થ-આ શરીર સસારી જીવોને અનેક પ્રકારના કર્મ સબધી

સુખ દુ ખ ભોગવવા માટે છે અને યોગી પુરૂષોને જ્ઞાન સપાદન કર વાને માટે છે જેમને સમ્યગ્જ્ઞાને કરીને ઇંદ્રીઓના વિષયો વિષપણાને પામી ગયેલા છે-તદ્રપ સમજાણા છે તેમને પછી શરીરની પુષ્ટિ કરવાથી શુ ? અર્થાત્ તેઓ પછી શરીરની પુષ્ટિ કરતા નથી ૫

**ભાવાર્થ**-એકજ શરીર કયા કયા પ્રાણીઓને કેવા કેવા સુખ દુ ખના સાધનભૂત થાય છે તે બતાવે છે-

સસારી પ્રાણીઓ શરીરને ભોગને માટે કલ્પી તેદ્વારા તેનું સફ- ળપણુ કરવા માગે છે, અને જ્ઞાનીઓ કેવળજ્ઞાનના સાધનભૂત તે શરી રને કલ્પી તેનુ સફળપણુ કરવા ઇચ્છે છે જો સ્વપર વિવેચન કર વાથી વિષયસુખો વિષની તુ ય ભાસ્યા હોય તો પછી આ જડ શરી રની પુષ્ટિથી શુ પ્રયોજન હોય ? કઇ પણ નહિ

જે શરીરને પ્રાણીઓ અનિ પ્રયત્ને કરી પુષ્ટ કરવા ઇચ્છે છે, તેજ શરીર મરણુ પછી કેવલ ભસ્મરૂપ અગર માટીરૂપ થઇ જ વાનુ છે તેનો તેમને ખ્યાલ પણુ હોતો નથી જેમ ભાડાનુ ઘર હોય છે, અને વળી તે અચાનક મૂકી દેવુ પડશે એવો સભવ હોય છે તો વિચક્ષણુ માણુનો કદિ તેની સારસભાળ કરવાનો અતિ પ્રયાસ લેતા નથી, તેમ આ શરીર કઈ વખતે મૂકવુ પડશે તેની ખાત્રી તો પ્રાણી ઓને હોતી નથી, તો પછી તે શરીરને પુષ્ટ કરવા અનેક પ્રકારના આરભો કરવા તત્પર થવુ, વળી અનતાકાળે પણુ પ્રાપ્ત થવી દુર્લભ એવી જે મનુષ્યજીદગી તેનો સર્વથા ભોગ આપવો અને તે મનુ ષ્યજીદગીદ્વારા સધાતા આત્મકલ્યાણુનો કઈ પણુ વિચાર ન કરવો એ કેટલુ બધુ શોચનીય છે ! આપણુને જે શ્રોત્રેદ્રિય મળેલી છે તે પરના અવર્ણવાદ અગર કામવિકારાદિના શબ્દો સાભળવાથી સફળ

થવાની નથી; પણ જિનેશ્વર ભગવાન્ તથા સિદ્ધ ભગવાન્ તથા મુનિ મહારાજાદિના ગુણગ્રામ સાંભળવાથી તેમજ આપ્ત પુરૂષોના હિતકારી વચનો સાંભળવાથીજ સફળ થવાની છે આપણને પ્રાપ્ત થયેલી નેત્રેદ્રિય વિકારદષ્ટિએ અનેક પ્રકારના સ્ત્રી પુરૂષ આદિના રૂપ જોવાથી સફળ થતી નથી, પણ જિનેશ્વર ભગવાનની તથા મહાત્મા પુરૂષોની શાંત મુદ્રાઓ જોવાથી તેમજ શાસ્ત્રોનુ અવલોકન કરવાથી અને ઇર્યા સમિતિ શોધવાથી સફળ થાય છે આપણને મળેલી ઘ્રાણેંદ્રિય સ્વાર્થને માટે વિષયાસકિતથી પુષ્પ આદિ પદાર્થો સુંઘવાથી સફળ થતી નથી, પણ પ્રભુભકિત અગર ગુરૂભકિતને માટે અગર જીવદયા પાળવા નિમિત્તે પુષ્પો, આહાર તેમજ ઝોળીમાં બાંધેલા પાના આદિ સુંઘવાથી થાય છે આપણને મળેલી રસનેંદ્રિય અનેક પ્રકારના ભોજનોનો સ્વાદ લઈ વિષયાસકત થવાથી કે અવર્ણવાદ બોલવાથી સફળ થતી નથી, પણ કલ્પ્ય અકલ્પ્ય આદિક વસ્તુઓની પરીક્ષા કરવાથી તેમજ સ્વાધ્યાય અને ગુણીઓના ગુણનુ ઉત્કીર્તન કરવાથી સફળ થાય છે સ્પર્શેદ્રિય પણ સ્ત્રીઓનુ આલિંગન કરવાથી અગર વિષય સેવન કરવાથી કે અનુપયોગપણે ચાલી જીવ નાશ કરવાથી સફળ થતી નથી, પણ ઉપયોગ સહિત ચાલી સ્પર્શદ્વારા કોઈ પણ જીવ હોય તો તેને જાણી તેનો બચાવ કરવાથી તેમજ ગુરૂમહારાજાની વિશ્રામણાદિક કરવાથી સફળ થાય છે મનોઇદ્રિય પણ બીજાઓનુ માઠુ ચિંતવવાથી સફળ થતી નથી, પણ શાસ્ત્રોનુ રહસ્ય તથા સર્વ પ્રાણીઓનો ઉપકાર કેમ થાય તે ચિંતવવાથી સફળ થાય છે આ પ્રકારે શરીર જ્ઞાનીઓને તો કેવળ મોક્ષનાજ હેતુભૂત થાય છે યદુક્તम् " जे आसवा ते परिसवा " જેટલા જેટલા મોહીજીવોને

કર્મ બાધવાના સાધન છે તેટલાજ અથાત્ તેને તેજ તત્વજ્ઞાનીઓને મોક્ષ સાધવાના સાધન છે મટે મોક્ષના અર્થી પ્રાણીઓએ પ્રાપ્ત થયેલા દરેક બાહ્ય સાધનનો શુભ ઉપયોગજ કરવો ઉચિત છે, પણ વિનાશી શરીરનુ પોષણ કરવામા તત્પર રહેવુ ઉચિત નથી જો યથ યોગ્યપણે શરીરનો ઉપયોગ કરવામા ન આવે તો તે શરીરજ ખાસ અનતા ભવો સુધી તે પ્રાણીને દુ ખનુ સાધન થઈ પડે છે, કારણકે જગતમા શરીર તથા મન સબધી દુ,ખો થવાનુ કારણ શરીર તથા મનજ શાસ્ત્રકારો બતાવે છે ૫

शरीरपोषणे मोह एव मुख्य कारण, स च मोहो विवेकिना त्वया कर्तुमयुक्त इत्याशयेनात्मानमेवोपालभते—

त्वङ्मासमेदोऽस्थिपुरीषमूत्र-
पूर्णेऽनुराग कुणपे कथं ते ।
द्रष्टा च वक्ता च विवेकरूप-
स्त्वमेव साक्षात् किमु मुह्यसीत्थम् ॥ ६ ॥

व्याख्या—त्वक् त्वचा, मासमामिष, मेदो वसा, अस्थि कीकस, पुरीष विष्ठा, मूत्रं प्रस्रवण, एतेषा द्वन्द्व, तै. पूर्णे व्याप्ते कुणपे शरीरे ते तवानुराग प्रीतिः कथ कस्मात्कारणात् वर्तत इति गम्यते । यत. हे आत्मन् साक्षात् प्रत्यक्षतया द्रष्टा लोकालोकस्वरूपज्ञाता । च पुनरर्थे । तथा वक्ता जीवाजीवादितत्त्वोपदेशक । च पुनरर्थे । तथा विवेकरूपः जडचैतन्यादिनित्यानित्यादिहेयोपादेयादिविवेचन रूप स्वरूप यस्य एतादृशस्त्वमेव अधीति

અધ્યાત્મ જ્ઞાનીઓ દુનિયામા બીજા કોઇ નથી એમ ધારી પુદ્ગલાનંદી
અને અનેક જીવોનુ હિત કરતા । મુનિમહારાજાઓને ક્રોધી ઠરાવે,
અયોગ્ય ઠરાવે, પોતે તેઓનો પરિચય કરી પોતાનાનુ તથા તેઓનુ
જે હિત કરવાનુ તે છોડી દઇ અલગ અલગ રહે અને બીજા જીવોને
પણ અલગ રાખે, આનુ પરિણામ એ આવે કે તેઓ ગમે તેટલો
અધ્યાત્મનો ઉપદેશ કરે તોપણ તેઓનો શરીર ઉપર રાગ, મોહ તેમજ
તે સાધવાના પ્રયત્નો જોઇ તેઓના આશ્રયે રહેલા જીવોને પ્રતિબોધ લાગે
નહિ ઉપદેશકોની પેઠે તેઓ પણ સિચાના સમારમા આસક્ત થઇ પડી
રહે મુનિઓ સાધારણ હશે તો પણ તેના પ્રસંગથી અને ઉપદેશથી
જીવો સમાગ્થી વૈરાગ્ય પામી ચારિત્ર લઇ આત્મકાર્યા સાધવા ઉજ
માળ થશે, અને ગૃહસ્થીઓ ગમે તેવા જ્ઞાની હશે તોપણ તેના ઉપદે
શથી સમારથી વિરક્ત દશા થવી બહુજ મુશ્કેલ છે આટલા પરિણામથી
બસ થતુ નથી, પણ આ ભવમા વ્યવહારની અરૂચિ તથા વ્યવહાર
વાળા ઉપર અરૂચિ કરવાની વાસના એવી પ્રબળ જામી જાય છે કે
ફરી ભવાંતરમા પણ તે જીવને બોધિબીજની પ્રાપ્તિ પણ અતિ દુષ્કર
થઇ પડે છે કારણકે દરેક ઠેકાણે જીવ ઘણાખરા બાહ્ય નિમિત્તના
સાધનથીજ બોધિ પામે છે આ બાબતનો પુરેપુરો વિચાર કરી જ્ઞાની
અને વિવેકી જીવે જેઓએ શરીર ઉપરનો રાગ અને મોહ છોડ્યો હોય,
છોડવાના પ્રયત્નો જારી કરતા હોય અને તેજ પ્રકારનો ઉપદેશ કરતા
હોય તેઓનો પ્રસંગ કરી શરીર ઉપરનો રાગ તથા મોહ છોડવો અને
બીજા જીવોને તેવા પ્રસંગ મેળવી આપી છોડવવા એજ તેઓની
ફરજ અને ખરેખર વિવેકીપણુ છે વિશેષ વિસ્તારે કરી સર્યું ૬

अधुना धनस्यानित्यत्वपुरस्सर दु खहेतुत्व प्रतिपाद तत्त्याग उ

पदेशमाह—

धन न केषां निधनं गत वै,
दरिद्रिणः के धनिनो न दृष्टाः ।
दु खैकहेत्वत्र धनेऽतितृष्णा,
त्यक्त्वा सुखी स्यादिति मे विचार ॥७॥

व्याख्या—धन द्रव्य केषां पुरुषोणां निधन नाश न गत न प्राप्त ? अपि तु सर्वेषां पुरुषाणां द्रव्य नाश गतमित्यर्थः । वै-शब्दः पादपूर्त्तये । तथा के दरिद्रिणो निर्धना धनिनो धनवन्तो न दृष्टाः न दृश्यन्ते ? अपि तु सर्वे दरिद्रिणो धनिका जाताः । चक्र-वत्परिवर्तिन्यास्मिन् ससारेऽनादिकालतः ससरन्त' सर्वे जीवा अनन्तशो धनिनो निर्धनाश्च जाता', एक भवापेक्षयापि बहवो धनिनो निर्धना दृष्टा बहवश्च निर्धना धनिनो दृष्टा इति भावः । अतो दुःखैकहे-त्वत्र दुःखस्यैवाद्वितीयहेतुरूपेऽत्र धनेऽस्मिन् द्रव्येऽतितृष्णां लोभाति-रेकं त्यक्त्वा विमुच्य सुखी सुखवान् स्यात्, प्राणीति गम्यते । इति मे मम विचारो मतमस्ति । अत्र दु.खैकहेत्वत्रेति समस्त पद चिन्त्य, तत्स्थाने " दु खैकहेतौ हि " इति पाठो दृश्यः, अर्थश्चोक्त एवेति ॥७॥

અર્થ—કેટલી દ્રવ્યની મુર્છાવડે પ્રાણીઓ આ સસારમા મોહ પામતા હોય તો તેને ઉપદેશ માટે કહે છે કે– ધન કોનુ વિનાશ પામતુ નથી અને દરિદ્રીઓ ક્યા દ્રવ્યવાન્ થતા નથી ? અર્થાત્ ધનવાન્ તે નિર્ધન થાય છે અને નિર્ધન હોય છે તે ધનવાન્ થાય

છે, પણ દ્રવ્ય સપાદન કરવાની તૃષ્ણા તેજ એક આ સસારમા દુખ ઉત્પન્ન કરનાર પ્રબળ કારણ છે, માટે તે તૃષ્ણાને તજીને સુખી થા એમ મારી સલાહ છે ૭

ભાવાર્થ–આ કાવ્યમા કર્ત્તાએ આપેલી સલાહ ઘણુ કિમતી છે ધનવાન્ કે નિર્ધન થવુ તે ભાગ્યાધિન છે અર્થાત્ લાભાન્તરાયના ક્ષયોપશમથી પ્રાણી ધનવાન્ થાય છે અને લાભાન્તરાયનો બધ કરવાથી નિર્ધન થાય છે પરતુ તૃષ્ણા અત્યત રાખવી અને તેને અગે અનેક પ્રકારના છળ, પ્રપચ, ઠગાઈ, અપ્રમાણિકપણું કરવું અથવા અનેક પ્રકારના પાપારભના–મોટી હિસાના કારણો જોડવા તે તો પરભવમા અવશ્ય નિર્ધનપણુજ આપનાર છે કેમકે એ બધા કાર્યો લાભાન્તરાયનો બધ કરાવનાર છે કર્ત્તાની આ સલાહ દ્રવ્ય તજી દેવાની નથી પણ તેને મેળવવા માટે અને રક્ષણ કરવા માટે જે અત્યત લાગણી ધરાવવી તે તૃષ્ણા કહેવાય છે, એવી અતિ તૃષ્ણા તજી દેવા માટે આ કાવ્યમા ઉપદેશ કરવામા આવ્યો છે ૭

ससारदु खस्य नाशे उपायमाह—

> **ससारदु खान्न परोऽस्ति रोग ,**
> **सम्यग्विचारात् परमौषध न ।**
> **तद्रोगदु खस्य विनाशनाय ,**
> **सच्छास्त्रतोऽय क्रियते विचार ॥ ८ ॥**

**व्याख्या**—ससरन्ति प्राणिनो ऽस्मिन्निति ससारो जन्मजरा मरणादि चतुर्गत्यात्मको भव, स एव दु ख, अथवा ससारे जगति

यद्दु:ख, संसारे सर्वमपि दु:खमेव । यदुक्तम्—

" सस्य ससृतिगर्तेय दु:खै: पूर्णा निरन्तरम् ।
यतस्तद्व्यतिरेकेण नान्यत् किञ्चिदिहाप्यते ॥ १ ॥ "—इति

तस्मा ससारदु:खात् परोन्यस्तद्व्यतिरिक्त इति यावत् रोगो व्याधिर्न विद्यते ससारदु:खमेव व्याधि: नान्य इत्यर्थ: । तस्य च व्याधेर्नाशने सम्यग्यथावस्थितो यो विचार: शास्त्रदृष्ट्या हेयोपादेयाग्निविचारग तस्मात् पर भिन्न औषध चिकित्सा न विद्यते, ससारदु:खरूपरोगविनाशकमौषध तत्त्वविचार एव विद्यते नान्यत् । अतस्तद्रोगदु खस्य ससाररोगदु:खस्य विनाशनाय छेदाय सत् समीचीन पूर्वापरविरोधरहित मिथ्यात्वादिविवर्जित च यच्छास्त्र केवलिप्ररूपित आगमस्तस्मात् । पञ्चम्यर्थे तसिल् प्रत्यय: । अय पूर्वोक्त' ससारदु खरूपव्याधिनाशकौषधविषयो विचारो निर्णय' क्रियते मयेति शेष: अत्र केवलविचारस्य निष्फलत्वात् कृतनिर्णयानुरूपायां क्रियायां प्रवर्तितव्यमौषधवदित्यनुक्तमप्यूह्यम् । इति ॥ ८ ॥ ॥

અર્થ—આ સસારમા સાસારિક દુખો ઉપરાત બીજો કોઈ રોગ નથી, તેજ મોટો રોગ છે, અને સમ્યક્ વિચારથી ઉપરાત બીજુ કોઈ પરમ ઔષધ નથી, અર્થાત્ તેજ પરમ ઔષધ છે તેથી તે રોગ અથવા દુખનો વિનાશ કરવા માટે સત્શાસ્ત્ર પૂર્વક સમ્યગ્ વિચાર કરવો ૮

ભાવાર્થ—આ સસારી જીવ જ્વરાદિક રોગનેજ રોગ કહે છે પણ જીવને સાસારિક અનેક પ્રકારના વ્યાધિઓ માનસિક વાચિક ને કાયિક વળગેલા છે તેમા માત્ર કાયિકનેજ વ્યાધિ-રોગ તરીકે ઓળખવામા આવે છે પરંતુ તે સિવાયના બીજા રોગ તે ધ્યાનમા નથી આવ

તેવા-વધારે દુખના આપનારા ઉપાધિના કરનારા, કર્મોના બાંધા વનારા છે તે સર્વ પૂર્વકર્મજન્ય છે તે રોગ માત્રનુ નિવારણ કરનાર પરમૌષધ સમ્યગ વિચારજ છે તેનાવડેજ સર્વ વ્યાધિઓ નિર્મૂળ થઈ શકે છે, પરતુ તે સમ્યગ વિચાર ઉત્પન્ન કરવા માટે-જાગૃત કરવા માટે સજ્જ્ઞાનની પુર્ણ આવશ્યકતા છે સમ્યગ્ પ્રકારના બોધ સિવાય સમ્યગ્ વિચાર ઉત્પન્ન થઈ શકતા નથી સમ્યગ્ બોધ પણ શુદ્ધ શ્રદ્ધાવડેજ થઇ શકે છે સમ્યક્ શ્રદ્ધા વિનાનો બોધ તે સમ્યગ્ બોધ કહેવાતોજ નથી તેથી સમ્યક્ શ્રદ્ધાયુક્ત સમ્યગ્ બોધ પ્રાપ્ત કરી સતશાસ્ત્રોનુ અવગાહન કરી તત્પૂર્વક સમ્યગ વિચાર કરવો કે જે પરમૌષધવડે આ જીવને ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના સામાસિક વ્યાધિઓ સહેજે નાશ પામે આ કાવ્યમા કર્તાઓ ખરેખરા રોગને અને તેના ઔષધને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે અને તેમા થોડા શબ્દોમા એક મહાન્ કુચી બતાવી દીધી છે ૮

विचार• क्रियते इत्युक्त अतस्तमेव दर्शयति—

> अनित्यताया यदि चेत् प्रतीति-
> स्तत्त्वस्य निष्ठा च गुरुप्रसादात् ।
> सुखी हि सर्वत्र जने वने च,
> नो चेद्वने चाथ जनेषु दु खी ॥ ९ ॥

व्याख्या— हे आत्मन् ! चेत् यदि अनित्यायाः स्त्रीपुत्र धनादिक शत्रुमित्रादिक पुद्गलात्मकमिद स्वशरीरमपि च सर्वं विश्वर्तिवस्तुजातमनित्य क्षणदृष्टनश्वरमस्ति इत्येवप्रकारा या जगद्विष

पिकाऽनित्यता तस्याः प्रतीतिः प्रत्ययः तव मानसेऽस्ति । चः पुनरर्थे । तथा गुरुप्रसादात् गुरु सर्वथा हिंसाऽऽरम्भपरिग्रहादिविरत. स्वपरोपकारनिरतो धर्मतत्त्वोपदेष्टा तस्य प्रसादात् कृपया तत्त्वस्य धर्मतत्त्वसम्बन्धिनी निष्ठा दृढश्रद्धा चेत्तव हृदि विद्यते । तर्हि जने जनसमूहे जनसंकुलग्रामनगरादाविति यावत् । च पुनरर्थे । तथा वने जनरहितेऽरण्ये सर्वत्र सर्वस्मिन्नपि स्थाने हि निश्चयेन त्व सुखी सुखनिवासि । नो चेत् यदि अनित्यतायाः प्रतीतिस्तत्त्वस्य च श्रद्धा नास्ति तर्हि वने निर्जनस्थानेऽथ च जनेषु जनपदेषु त्व दुःखी दुःखनिवासि । अनित्यभावना विना इष्टवस्तुवियोगे दुःख प्रतीतमेव, तत्त्वश्रद्धान विना च हेयोपादेयादिविवेकविकलस्य पदे पदे दुःखमेवेति तात्पर्यम् ॥ ९ ॥

અર્થ—જે પ્રાણીને આ સંસારના સર્વ ભાવ ( દ્રવ્ય, સ્વજન, કુટુંબ, શરીર અને સર્વ પદાર્થો ) અનિત્ય છે એવી પ્રતીતી હોય અને સદ્ગુરૂના પ્રસાદથી તત્વનિષ્ઠા પ્રાપ્ત થઇ હોય તો તે પ્રાણી વસ્તીમાં કે વનમાં જ્યાં રહે ત્યાં સુખીપણે રહે છે અને અનિત્યતાની પ્રતીતી અને તત્વનિષ્ઠા ન હોય તો વનમાં કે જનમાં જ્યાં રહે ત્યાં દુઃખીપણેજ રહે છે ૯

ભાવાર્થ—આ પ્રાણી નિરંતર સુખનો અર્થી છે અને દુઃખથી નાસ પામે છે, પરંતુ સુખ દુઃખના હેતુને યથાર્થ ન ઓળખવાથી તેને ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી અને દુઃખનો નાશ થતો નથી પ્રાણીને દુઃખનું કારણ આ સંસારના પદાર્થો અને સ્વજનાદિ કે જે અનિત્ય છે તેને નિત્ય માની બેસે છે તેજ છે, કારણકે અનિત્ય પદાર્થો તેની સંયોગ સ્થિતિ પૂર્ણ થયે જ્યારે તેનાથી વિખુટા પડે છે અથવા

નાશ પામે છે ત્યારે તેને નિત્ય માનનાર મુગ્ધ મનુષ્ય દુ ખ પામે છે, રૂદન કરે છે, દિલગીર થાય છે અને કેટલીક વખત તો બીજા દુ ખોને ઉદીરે છે અને વખતે પ્રાણ પણ ત્યજી દે છે આટલા માટેજ શાસ્ત્રકાર કહે છે કે જો આ જીવને અનિત્યતાની પ્રતીતી થઇ હોય અને તત્ત્વનિષ્ઠા એટલે વસ્તુસ્વભાવની યથાર્થ ઓળખાણ થઇ હોય, જે વસ્તુ જે સ્વભાવવાળી હોય તે બરાબર નમજતો હોય તો પછી તેને વનમા કે ઘરમા, વસ્તીમા કે ઉજ્જડમા, મહેલમા કે સ્મશાનમા સર્વત્ર સુખીપણુજ છે, તે દુ ખીપણુ કયારે પણ સ્વીકારતોજ નથી તે તો વસ્તુ સ્વભાવનેજ ગવેષ્યા કરે છે આવી તત્ત્વનિષ્ઠા ગુરૂકૃપા વિના થતી નથી આ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે જે પ્રાણીને એવી અનિત્યતાની પ્રતીતી અને તત્ત્વનિષ્ઠા થયેલી હોતી નથી તેવા પ્રાણીઓ વનમા કે જનમા, વસ્તીમા કે ઉજ્જડમા, બગીચામા કે અરણ્યમા સર્વત્ર દુ ખીજ રહે છે કદાચિત્ અલ્પ સમય તે સુખી દેખાય છે પણ તે સુખીપણુ ક્ષણિક છે કઇપણ અનિષ્ટની પ્રાપ્તિ કે ઇષ્ટનો વિયોગ થયો કે તરતજ તેનુ સુખ દુ ખમા પલટાઇ જાય છે આ જગતમા વાસ્તવિક સુખ કે દુ ખના કારણો કોઇ છેજ નહીં માત્ર મનની માન્યતાથી પ્રાણી તે તે કારણોને સુખ કે દુ ખના કારણો માની લે છે તેમા પણ એક જેને સુખના નિમિત્ત તરીકે માને છે તેનેજ બીજો દુ ખના નિમિત્ત તરીકે માને છે આ કાવ્યનો ભાવાર્થ ખાસ મનન કરવા લાયક છે ૯

विवेकरूपसूर्योदया मोहान्धकारस्य नाशो भवतीत्याह—

मोहान्धकारे भ्रमतीह तावत्,
ससारदु खैश्च कदर्थ्यमान ।

यावद्विवेकार्कमहोदयेन,
यथास्थित पश्यति नात्मरूपम् ॥ १० ॥

व्याख्या—इह जगति ससारदुःखैः ससारे यानि दुःखानि जन्मजरामरणादीनि इष्टवियोगानिष्टसयोगादीनि वा तैः कदर्थ्यमानः पीड्यमानः प्राणी तावत् तावन्त काल मोहान्धकारे मोहोऽज्ञान एवान्धकारस्तस्मिन् भ्रमति पौनःपुन्येन पर्यटति । कियच्चिर भ्रमतीत्याह—यावत् यावन्त काल विवेकार्कमहोदयेन विवेको हेयोपादेयादिविवेचन स एव तत्त्वप्रकाशकत्वात् अर्कः सूर्यस्तस्य महान् तीव्रो य उदय उल्लासस्तेन यथास्थित वास्तविकस्वरूप आत्मरूप अनन्तज्ञान दर्शनचारित्रवीर्यात्मकस्यात्मनः स्वरूप न पश्यति । इति श्लोकार्थः॥१०॥

અર્થ—આ પ્રાણી સસારના દુખોથી કદર્થના પામતો સતો મોહરૂપી અધકારમા ત્યા સુધીજ પરિભ્રમણ કરે છે કે જ્યા સુધી વિવેકરૂપી સૂર્યના મહોદયવડે યથાસ્થિત એવા આત્મસ્વરૂપને જોઇ શકતો નથી જ્યારે વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારે મોહાધકાર નાશ પામે છે, આત્મસ્વરૂપ ઓળખાય છે અને સાસારિક દુખોની કદર્થના નાશ પામે છે ૧૦

ભાનાર્થ—આ જગતમા મોહ ને વિવેક એ બને ખરેખરા એક બીજાના પ્રતિસ્પર્ધી છે મોહ વિવેકને ભુલાવે છે અને વિવેક આવે છે કે મોહ નાશ પામે છે આ પ્રાણીને સસારમા પરિભ્રમણ કરવાનુ કારણ મોહ છે અને તેમાથી છુટવાનુ-ઉચા આવવાનુ કારણ વિવેક છે વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારેજ પ્રાણી પોતાના

આત્મસ્વરૂપને જોઈ શકે છે, તે સિવાય આત્મસ્વરૂપનો બોધ થઈ શકતો નથી અને આત્મસ્વરૂપ યથાર્થ સમજાયા શિવાય મોહ ખસતો નથી એમને પરસ્પર કાર્ય કારણ ભાવ વર્તે છે. વળી મોહનો નાશ થાય ત્યારેજ સાસારિક દુખોની કદર્થના નાશ પામે છે, તે શિવાય નાશ પામતી નથી સાસારિક દુખોનુ કારણજ મોહ છે સસારના સર્વ દુખો મોહજન્યજ છે મોહવડેજ તે તે દુખોને આ પ્રાણી દુખરૂપ માને છે વિવેક જાગૃત થયા પછી તે તે દુખોને આ પ્રાણી દુખરૂપ માનતો નથી પણ વસ્તુ સ્વભાવ તરફજ તેની દૃષ્ટિ જાય છે એટલે દુખને દુખરૂપ ન માનતા ઉલટુ કેટલીક વખત કર્મ નિર્જરાનુ કારણ માની સુખકારીકે ગણી લે છે આ બધી મોહ ને વિવેકનીજ કૃતિ છે તેથી ઉત્તમ જીવોએ તે બન્નેને પણ બરાબર ઓળખી મોહને તજવા અને વિવેકને સ્વીકારવા યત્ન શીલ થવુ આ કાવ્યમા ખાસ એ રહસ્ય રહેલુ છે ૧૦

आत्मज्ञानरतस्य पुरुषस्य चित्ते धनादयोऽनर्थादिकरा एव प्रतिभान्तीत्याह –

> अर्थो ह्यनर्थो बहुधा मतोऽय
>
> स्त्रीणा चरित्राणि शवोपमानि।
>
> विषेण तुल्या विषयाश्च तेषा,
>
> येषा हृदि स्वात्मलयानुभूति ॥११॥

व्याख्या–येषा पुरुषाणां हृदि हृदये स्वात्मलयानुभूति॰ स्वस्या त्मा स्वात्मा तस्मिन् लय एकतानरूपा समता तस्यानुभूतिरनुभवो

वेदनमिति यावत् अस्तीति गम्यते । तेषा स्वात्मलयानुभववर्ता पुरुषाणा बहुधा मतोऽनेकप्रकारैः सासारिकसुखादिसाधनत्वेन समन्तोऽय प्रत्यक्ष दृश्यमानोऽर्थो द्रव्य हि निश्चयेन अनर्थो न विद्यतेऽर्थ प्रयोजन यस्य सोऽनर्थकारीति यावत् प्रतिभाति, न हि तेषां धनेन किमपि साध्यमिति भावः। तथा स्त्रीणा कामिनीना चरित्राणि आचरणानि शवोपमानि मृतकतुल्यानि प्रतिभान्ति, यथा मृतकस्य चेष्टा हृदयानन्ददायिनी न भवति तथा स्त्रीचरितान्यपीति भाव । तथा तषा पुरुषाणा विषया. शब्दादयो विषेण तुल्या हालाहलोपमाः प्रतिभान्ति, विषयभोगकाले विषभोगसमाना तेषा चित्तवृत्तिर्भवतीत्यर्थः, विष ह्येकभवानर्थकारी विषयास्तु अनेकभवानर्थकारिण इति विषादप्यधिकानर्थदायिनो विषया इति वोध्यम् ॥ ११ ॥

અથ—જે પ્રાણીને આત્માને વિષે લય કરવાનો અનુભવ થાય છે તેને પછી આ અર્થ ( દ્રવ્ય ) જેને બહુ લોકોએ કામનુ ગણેલ છે તે અનર્થકારીજ લાગે છે, સ્ત્રીના ચરિત્ર તે બધા મૃતકના આચરણ જેવા અનિષ્ટ લાગે છે અને ઇંદ્રિયોના વિષયો તે વિષતુલ્ય-ઝેર જેવા લાગે છે ૧૧

ભાવાર્થ--આત્માને વિષે લય એટલે આત્માના હિત અહિતનીજ કાયમ ચિંતા જે પ્રાણીને વર્તતી હોય છે, સાસારિક દુખો કે સુખો બને તરફ જેની નિરતર ઉપેક્ષા વર્તે છે, એવા પ્રાણીઓ-મનુષ્યો અર્થને-દ્રવ્યને સ્વાર્થસાધક માનતા નથી પણ અનર્થકારકજ માને છે દ્રવ્યલોભ તેના હૃદયમા હોતોજ નથી અને દ્રવ્યની લાભ હાનિ તેના મનપર કિંચિત્ પણ અસર કરતી નથી વળી કોઇ મૃતક જેમ મન

વાદીની પ્રેરણાથી અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે તેવી કામદેવની પ્રેરણાથી સ્ત્રીજાતિ તરફથી કરાતી હાવ ભાવ કટાક્ષાદિ ચેષ્ટા માને છે તેની ચેષ્ટા એવા આત્મવચવાળા મહાત્માના હૃદયપર કિંચિત્ પણ અસર કરતી નથી કામને ઉત્પન્ન કરવામાં સ્ત્રી જાતિનો તેના પ્રત્યેનો પ્રયાસ નિષ્ફળ નીવડે છે તેની ચેષ્ટાઓ તેને ઇષ્ટને બદલે અનિષ્ટ લાગે છે મોહી મનુષ્યો જેને ઇષ્ટ માને છે, તેને જે પ્રિય લાગે છે, તે આત્મવશીને અપ્રિય-અનિષ્ટ લાગે છે ઇંદ્રિયોના વિષયો તેને વિષ જેવા લાગે છે વિષ કરતા એક અક્ષર (ય) વધારે હોવાથી વિષયને તે વિશેષ હાનિકારક માને છે વિષ એકભવમા મારે છે ત્યારે વિષય અનેક જન્મ મરણ આપે છે આવો આત્મવશ પૂર્વના શ્લોકમા બતાવ્યા પ્રમાણે જેને તત્ત્વ નિષ્ઠા થઇ હોય તેવા મનુષ્યોનેજ થાય છે ૧૧

कदाचिन्यमात्मा धर्मरसिकोऽपि परान् ससारसमारभतत्परान् दृष्ट्वा खिद्यति त प्रत्युपदेशमाह—

> कार्यं च कि ते परदोषदृष्ट्या,
> कार्यं च किं ते परचिन्तया च ।
> वृथा कथ खिद्यसि बालबुद्धे,
> कुरु स्वकार्यं त्यज सर्वमन्यत् ॥१२॥

**व्याख्या**—हे आत्मन् परदोषदृष्ट्याऽन्यदोषदर्शनेन ते तव किं कार्यमस्ति ? धर्मकर्मणि प्रवृत्तस्य तवान्यदोषदर्शनेन किमपि प्रयोजन नास्तीत्यर्थ । तथा परचिन्तया अय प्राणी ससारमोह विहाय कया रीत्या धर्ममार्गे प्रवर्तते इत्येवमन्यजनसबन्धिचिन्तया

ते तत्र किं कार्यं प्रयोजनमस्ति ? स्वात्मचिन्तनविघातकतया पर चिन्ता नैव कार्येत्यर्थः । अतो हे बालबुद्धे बालस्येव बुद्धिर्मतिर्यस्य तत्संबोधन हे मुढमते परदोषदृष्ट्या परचिन्तया च वृथा निरर्थक कथ कुतः खिद्यसि खेद करोषि ? खेद मा कुर्वित्यर्थः । तर्हि किं मया कर्तव्यमित्यपेक्षायामाह—त्व स्वकार्यं स्वस्यात्मनः कार्यं मोक्षादिसाधन कुरु समाचर । अन्यत्स्वात्मकार्यव्यतिरिक्त सर्व परदोषदर्शनादिक त्यज मुञ्च । सर्वे जीवा कर्माधीनाः सुखदुःखान्यनुभवन्तीति विचार्य मा यस्थ्यमेव समालम्ब्यामिति तात्पर्यार्थः ॥ १२ ॥

**અર્થ**—કેટલાએક પ્રાણીઓ બીજાઓને સાસારિક કાર્યમા લીન તેમજ ધર્મકાર્યથી વિમુખ જુએ છે એટલે ખેદ પામે છે તેને ઉપદેશ માટે કહે છે કે–હે પ્રાણી ! તારે પારકા દોષ જોવાથી શુ કામ છે ? અને તારે પારકી ચિતા કરવાનુ પણ શુ કામ છે ? તુ પરને દોષયુક્ત જોઇને ફોગટ શા માટે ખેદ પામે છે ? હે બાળબુદ્ધિ ! તુ તો પોતાના આત્મહિતનુ કાર્યજ કર અને બીજુ બધુ તજી દે ૧૨

**ભાવાર્થ**—હે ભવ્ય પ્રાણી ! તારે પારકા દોષ જોવા સાથે અથવા અન્ય કોઇ વમ કાર્ય કરતો ન હોય, પરમ ર્થ કરતો ન હોય, પરોપકાર પરાયણ ન હોય, ધર્મક્રિયાથી પરાડ્મુખ હોય, તત્ત્વ સમજવામા પ્રમાદી હોય, એટલુ જ નહીં પણ તત્ત્વજ્ઞ મહાપુરૂષો સાથે ઉલટો દ્વેષ વહન કરતો હોય, ધર્મી જનોના અવર્ણવાદ બોલતો હોય, નિતિપરાયણનુ ડોળ કરતો હોય છતા અનિતિપરાયણ હોય, પરોપકારની વાત કરતો હોય છતા સ્વાર્થપરાયણ હોય, પ્રમાણિકપણાની વાત કરતો હોય છતા પ્રવચનામાં પ્રવીણ હોય, ધર્મીનુ ડોળ કરતો હોય છતા

ધર્મને તો ઓળખનોજ ન હોય, આવા અને સામારિક કાર્યોમા, કુટુ બના પ્રતિપાલનમા, દ્રવ્ય ઉપાર્જન કરવામા અને લોકમા મિથ્યા કીર્ત્તિ સપાદન કરવામા તત્પર હોય તેવા પ્રાણીના કાર્યાકાર્ય પ્રત્યે લક્ષ આપવાની તારે કિંચિત્ પણ જરૂર નથી તેની ચિતા તારે કરવા યોગ્ય નથી કેમકે અન્યના કાર્યથી તને લાભ કે હાનિનો અલ્પ પણ સભવ નથી એવુ જોઇને કદિ તને પ્રશસ્ત ખેદ થતો હોય તો તે પણ નિષ્ફળ છે કારણ કે તારા ખેદ કરવાથી તેવા મનુષ્યો કાઇ સુધરતા નથી, લાઇ નપર આવતા નથી તેઓ તો કરતા હોય તેમ કર્યાજ કરે છે માટે એવા વ્યર્થ ખેદાદિ તજી દઇને તુ તારા આત્માના હિતાહિતનોજ વિચાર કર અને જેથી આત્મહિત થાય તેવુ કાર્ય કર, કેમકે એ ચિતા કાર્યસાધક છે જે ચિતા કાર્યસાધક ન હોય તેની ચિતા ઉત્તમ પુરૂષો કરતાજ નથી જો કે એવી વિચિત્રતા જોઇને કેટલીક વખત ઉત્તમ પુરૂષોને ખેદ થાય છે એ સ્વાભાવિક છે, પરતુ ગ્રથકાર કહે છે કે તે નિષ્ફળ જાણીને તેને હૃદયમા ટકવા ન દેતા આત્માના હિતાહિતની જ ચિતા કરવી, તેનેજ હૃદયમા ટકવા દેવી અને ચોક્કસ હિતકારી સમજાય તેવા કાર્યમા પ્રયત્ન કરવો વ્યવહારમા કહેવાની 'કાજી કયુ દુબળે કે સારા શહેરકી ફીકર' એ કહેવતને લગતુ આ કાવ્ય છે ૧૨

स्वकार्यं कुर्विति युक्त, अतस्तत्प्रकारमाह—

> यस्मिन् कृते कर्मणि सौख्यलेशो,
> दु खानुबन्धस्य तथाऽस्ति नान्त ।
> मनोऽभितापो मरण हि यावत्,
> मूर्खोऽपि कुर्यात् खलु तन्न कर्म ॥१३॥

व्याख्या—यस्मिन् परपीडादिके कर्मणि कार्ये कृते निर्मिते सति सौख्यलेशः सुखमेव सौख्यं तस्य लेशो लवो भवति स्वस्येति गम्यते। तथा दुःखानुबन्धस्य दुःखस्यानुबन्धः सततबन्धो बन्धपरंपरेति यावत् तस्य अन्तो नाशो नास्ति न विद्यते। तथा हि निश्चयेन मनोऽभितापश्चित्तस्य संतापो मरणं यावत् मरणपर्यन्तं भवति। तत् कर्म एतादृशं कार्यं। गुरुशीलभंगपरवञ्चनादिकं कर्मणि द्वितीया। मूर्खोऽपि तत्त्वज्ञानरहितो विवेकशून्योऽपि बालगोपालाङ्गनादिमूढजनोऽपि न कुर्यात् खलु न करोतीत्यर्थः। खलुशब्दोऽवधारणे। विद्वांस्त्वेतादृशं कर्म सुतरां न कुर्यादेवेति तात्पर्यम् ॥ १३ ॥

અર્થ—જે કાર્ય કરવાથી સુખ લેશમાત્ર થાય અને દુઃખનો અનુબંધ પાર વિનાનો થાય તેમજ હૃદયતાપ મરણ પર્યંત રહ્યા કરે તેવું કાર્ય મૂર્ખ પણ કરે નહીં આમ છતાં પણ ગુપ્ત શિયળભંગ, પરને ઠગવાના છળપ્રપંચ તથા એવા બીજા ગુપ્ત પાપકર્મો ડાહ્યામાં ગણાતા એવા પણ અનેક મનુષ્યો કરે છે એ મોટા ખેદની વાત છે ૧૩

ભાવાર્થ—કેટલાક અધમ કાર્ય ડાહ્યામાં ખપતા, સમજુ ગણાતા, ધર્મી તરીકે ઓળખાતા, જ્ઞાનીપણાનો ડોળ ધરાવતા એવા મનુષ્યો પણ કર્મના વશે કેટલીક વખત કરે છે, તેનાથી થઈ જાય છે, કે જેને જોઈને અન્ય સુજ્ઞ મનુષ્યના હૃદયમાં વિચાર થાય છે કે આ શું ! આવું કનિષ્ટ કાર્ય આ માણસથી કેમ થયું હશે ? આવું અધમ કાર્ય આ સમજુ માણસે કેમ કર્યું હશે ? પરંતુ તે વખતે વિચારવું કે એવું કાર્ય તેનાથી થવાના મુખ્ય બે કારણો છે એક તો કર્મના પરવશપણાથી–કર્મનો તીવ્ર ઉદય થાય ત્યારે ખરેખર સમજુ

પણ છક્કડ ખાઈ જાય છે આ તો માફ થઇ શકે તેવી બાબત છે પરતુ બીજુ કારણ એ છે કે તેવા ડાહ્યા, સમજુ, ધર્મી કે જ્ઞાની કહેવાતા મનુષ્યો વાસ્તવિક ડાહ્યા, સમજુ, ધર્મી કે જ્ઞાની હોતા નથી, માત્ર દભવડેજ તેવા ઉપનામ મેળવેલ હોય છે આવા મનુષ્યોના તેવા કૃત્યો માફ કરવા લાયક નથી ગ્રથકાર કહે છે કે તને સુખની ઇચ્છા તીવ્ર છે તો ભલે તુ સુખી થાય તેવુ કાર્ય કર પણ જે કાર્ય કરવાથી સુખ તો અતિ અલ્પ થાય અલ્પકાલિન થાય અને તેને પરિણામે દુખ એટલુ બધુ અને દીર્ઘકાલિન થાય કે તેની ગણના પણ થઇ શકે નહી વળી જે છુપુ પાપ એવુ હોય કે જે કર્યા પછી તેનો ડખ હૃદયમાથી મરણ પર્યંત ખસેજ નહીં હૃદય ડખ માર્યાજ કરે તેવુ પાપ સમજુ માણસ કદિ પણ કરે નહિ દ્રષ્ટાન્ત તરીકે પરસ્ત્રી લપટ મનુષ્યોથી થતા તેમજ તીવ્ર લોભી અથવા તીવ્ર ક્રોધી મનુષ્યોથી થતા છુપા પાપો કે જે પરિણામે તો પ્રસિદ્ધ થયા વિના રહેતાજ નથી તેવા પાપો સમજવા આવા પાપાથી દૂર રહેવાનો આ કાવ્યનો ઉપદેશ છે ૧૩

अथ कामस्यानर्थकारित्व दर्शयति—

यदर्जित वै वयसाऽखिलेन,
ध्यान तपो ज्ञानमुख च सत्यम् ।
क्षणेन सर्व प्रदहत्यहो तत्,
कामो बली प्राप्य छल यतीनाम् ॥ १४ ॥

व्याख्या—अखिलेन समग्रेण वयसा यत्नेन करणे तृतीया,

जन्मपर्यन्तमिति यावत् यत् ध्यान मनःस्थिरतालक्षण, तप' षष्ठाष्टमा-दिलक्षण, ज्ञानमुख ज्ञानविवेकादिक, अत्र मुखशब्द' प्रभृतिवाचकः, च' पुनरर्थे । तथा सत्य मृषावादविरमण, कर्मणि प्रथमा, अर्जित सर्वविरतिपालनेनोपार्जित मुनिनेति शेषः । यतीना मुनीना तत् ध्यानादिक सर्व समग्र कर्मतापन्न बली बलवान् कामो मैथुनेच्छा-रूपो मनोविकारः छल किंचिन्निमिप प्राप्य लब्ध्वा क्षणेन क्षणमात्रेण दहति प्रकर्षेण भस्मसात्करोति नाशयतीति यावत् । अहो इत्या-श्चर्ये । जन्मपर्यन्तमुपार्जित ध्यानादिक क्षणमात्रेण नाशयतीत्याश्च-र्यमेतत् । यतीनामपि ध्यानादिक दहति तर्हि ससारिणा का कथेति तात्पर्यार्थ' । अतः सर्वथाऽऽत्मशक्त्या स्त्रीससर्गस्त्याज्य इत्युपदेशग-र्भस्यमिति श्लोकार्थः ॥ १४ ॥

અર્થ—આખી ઉમર પર્યંત મુનિપણામા ધ્યાન, તપ, જ્ઞાન અને સત્ય વિગેરે ગુણો જેટલા સપાદન કર્યા હોય છે તેટલા બધા એક ક્ષણવારમા બળવાન એવો કામદેવ છળ પામે છે તે વખત બાળી દેય છે અર્થાત્ વિનાશ કરે છે માટે હે પ્રાણી! કામદેવથી નિરતર ડરતા રહેવુ, તેને છળ પામવા દેવુ નહીં જ્યારે મુનિના એવા ગુણનો પણ તે ક્ષય કરે તો પછી ગૃહસ્થના ગુણનો ક્ષય કરે તેમા તો શુ નવાઈ? ૧૪

ભાવાર્થ—કામદેવ એટલો બળવાન્ છે કે તે પ્રાણીને એક પળમા પાયમાલ કરી નાખે છે એનાથી નિરતર ડરતા રહેવાની જરૂર છે તેના સાધનો જે પાચ ઇંદ્રિયોના વિષયો તેને સેવવા બહુજ વિચાર કરવાનો છે જેને કામદેવને વશ થવાની ઇચ્છા ન હોય તેણે પૌષ્ટિક

અથવા કામોત્પાદક આહાર ડાપિ ન કવો, પી પરિચય કદિ અન્ય પણ ન કરવો 'ગાન્ની વાત માન કરવાથી ૭, ?' એમ કદિ ધારવું નહીં અને શૃંગારરસનાથી વાતાઓ–ગુઢો વાચવી નહીં શાસ્ત્રકારે કહેલી શિયળની નવ વાડ જાળવવી જે આણી તે વાડ જાળવતા નથી તેના શિયળરૂપી મેવાનો કામદેવ અવશ્ય વિનાશ કરે છે પોતાના ખેતરની વાડ બરાબર નહીં જાળવનાર ખેડુતનો મોલ પશુના ભોગમા આવે છે એ પ્રત્યક્ષ સિદ્ધ છે આ કુર કામદેવ એકવાર આત્મગૃહમા પેઠો તો પછી તે મોટા મોટા મુનિરાજના મનને પણ ડામાડોળ કરી નાખે છે અને તે તેના જ્ઞાન ધ્યાનને ભુલાવી દે છે, તપને નિરર્થક કરી નાખે છે અને સત્યગુણનો પણ નાશ કરે છે અર્થાત્ કામીપુરૂષ કદી પણ સત્યવાદી રહી શકતો નથી આવા અપ્રતિમ ગુણોનો વિનાશ કરનાર કામદેવ અ૫ પણ વિશ્વાસ કરવા લાયક નથી એણે અનેક મહાત્માઓને ચુકાવ્યા છે અન્ય મતિના શાસ્ત્રોમા તપાસ કરતા હરિહર ને બ્રહ્મા કે જે દેવ તરીકે ઓળખાય છે તેમને તેમજ મોટા મોટા તપસ્વીઓ–ઋષિઓ કે જે મહાન્ ધર્મગુરૂ તરીકે ઓળખાય છે તેમને પણ કામદેવે પાયમાલ કરી નાખ્યા છે જૈનશાસ્ત્રમા પણ અષાઢાભૂતિને, નંદીષેણને, આર્દ્રકુમારને, સિંહગુફાવાસી મુનિને રથનેમિને ઇત્યાદિ અનેક મુનિઓને ચુકાવ્યા છે અને મુનિઓને નિયાણા કરાવી તપ ને ચારિત્રના ફળથી વંચિત કરી દીધા છે માટે એ દુરંત કામદેવનો અંત કરવાના ઇચ્છકે પાચે ઇન્દ્રિયોના વિષયોને સર્વથા પોતાને આધીન રાખવા, પોતે તેને આધિન ન થવુ અને સ્ત્રીજાતિનો પરિચય બીલકુલ ન કરવો શિયળેચ્છુ સ્ત્રીએ પુરૂષજાતિનો પરિચય ન કરવો આ પોતાના પ્રાપ્ત ગુણોને ટકાવી રાખવાનો અને નવા ગુણો મેળવવાનો સત્ય ઉપાય છે, અન્ય ઉપાય નથી ૧૪

कामोऽपि मोहाद्विना न घटतेऽतो मोहस्य बलवत्तामनर्थकारित्व च प्रदर्श्य तन्नाशे उपायमाह—

बलादसौ मोहरिपुर्जनानां,
ज्ञान विवेक च निराकरोति ।
मोहाभिभूतं च जगद्विनष्ट,
तत्त्वावबोधादपयाति मोह· ॥ १५ ॥

व्याख्या—असौ मनसि प्रत्यक्षो मोहरिपुः मोह' स्वदेहे स्त्रीधनपुत्रादिषु च ममतारूपो मनःपरिणाम' स एवात्मगुणनाशकत्वात् रिपुरिव रिपु' शत्रु' बलात् प्रसह्य जनाना मनुष्याणां उपलक्षणमेतत्सर्वजीवाना ज्ञान शास्त्रावबोध विवेक च हेयोपादेयविवेचन जीवाजीवादितत्त्वविवेचन वा निराकरोति नाशयति । तथा जगत् इद विश्व त्रिभुवनवर्तिप्राणिसमूह इति यावत् मोहाभिभूत मोहेन पराभूत सन् विनष्ट विनाश प्राप्त, मोहाभिभूताः प्राणिनो ज्ञानविवेकाभ्यावभाणनादेव विनष्टा एवेत्यर्थः । तर्हि कथ तस्य मोहरिपोर्नाश' स्यादित्याकाक्षायामाह—तत्त्वावबोधादात्मज्ञानात् मोह उक्तस्वरूपोऽपयाति नश्यति । आत्मज्ञानात् स्त्रीधनादिवस्तुषु क्षणनिश्वरेषु ज्ञातेषु तद्विषयकममतारूपो मोहो नश्यतीति भावः ॥ १५ ॥

અર્થ—આ જગતમા મોહ સર્વ પ્રાણીઓનો બળવાન્ શત્રુ છે તે પ્રાણીઓના જ્ઞાનગુણ તો વિવેકગુણ બન્નેનો વિનાશ કરે છે અર્થાત્ સંસારના મોહમા ખુચેલા પ્રાણીઓના જ્ઞાન અને વિવેક બન્ને

છેટા જતા રહે છે મોહથી પરાભવ પામેલુ આ જગત્ બધુ વિ નાશ પામેલુ છે તે મોહ તત્વનો બોધ થવાથી અથાત્ વસ્તુસ્વરૂપ નો ખરેખરો વાસ અત કરણમા થવાથી નાશ પામે છે તત્ત્વબોધની પાસે મોહનુ જોર ચાલતુ નથી તે તો અનેક ઉપાયોવડે મોહને વિનાશજ કરે છે ૧૫

ભાવાર્થ—મોહ વિવેકનો ખરેખરો કટ્ટો શત્રુ છે એ હકીકત આપણે ઉપર પણ કહી આવ્યા છીએ વિવેકની ઉત્પત્તિ જ્ઞાનથી થાય છે તથી જ્ઞાન પણ મોહના શત્રુ તરીકે ગણાય એમા કઇ નવાઇ નથી જ્ઞાન અને વિવેકવડે પ્રાણી તત્ત્વને બરાબર સમજીને પછી તત્ત્વ જ્ઞાનની પ્રાપ્તિના વિરોધી મોહને નિર્મૂળ કરવા મથે છે એમ મોહ પણ પોતાને જ્યારે અવસર મળે છે ત્યારે—આત્મા જ્યારે તેના વશવર્તી થાય છે ત્યારે જ્ઞાન ને વિવેક બનેને નિમૂળ કરવાનો પ્રયત્ન કરે છે આ યુદ્ધ અનાદિ કાળથી આપણા આત્મગૃહમા ચાલુજ આવે છે અને તેમા આપણો આત્મા જેની તરફદારી કરે છે તેનો જય થાય છે આપણો આત્મા એટલો બધો અ ઢ સ્વભાવી થઇ ગયેલો છે કે તે ઘડીકમા મોહને વહાલો મિત્ર સમજે છે અને ઘડીકમા તેને કટ્ટો શત્રુ સમજે છે મોહના સાધનભૂત સ્ત્રી, પુત્ર, પરિવાર, દ્રવ્ય, મકાન વિગેરે ઉપર જે પ્રીતિ વધતી જાય છે તેથી મોહ પ્રબળ થતો જાય છે અને પોતાના મૂળ ઉડા ઉડા નાખતો જાય છે આખુ જગત્ તેણે પોતાને વશ કર્યુ છે અને આત્માના ગુણોને વિનષ્ટ કરી દીધા છે તેવા પ્રબળ મોહને દૂર કરવા માટે બળવાન્ કારણ ખરેખરો તત્ત્વ બોધ કરવો તેજ છે ખરેખરા તત્ત્વબોધ થવાથી મોહના પ્રત્યેક ચે ષ્ટિત સમજવામા આવે છે એટલે પછી આ પ્રાણી કદિ પણ તેનાથી છેત રાતો નથી, કોઇપણ પ્રકારે તેને કબજે કરવાનોજ પ્રયત્ન કરે છે

અને તેમા પરિણામે તે સ્નેહમદ થાય છે જગતના પ્રાણીઓ આ પ્રમાણે જાણે છે છતા પણ મોહને વશ થાય છે તે આશ્ચર્યકારી હકીકત છે એણે અનાદિ કાળથી પોતાની જમાવટ કરી દીધેલી છે-તે મજબુત થઇ પડ્યો છે તેથી તેને આત્મગૃહમાથી કાઢવો મુશ્કેલ છે એ ખરી વાત છ પણ જ્યારે આપણે તેને ખરેખરો અહિતકર સમજીએ ત્યારે પછી એક પળ પણ રહેવા કેમ દઇએ ? માત્ર તેવી દઢ સમજણ-તત્વબોધનકે વધાનીજ જરૂર છે ૧૫

ससारे प्राणिना सुखार्था प्रवृत्तिर्निष्फलैवेत्याह—

**सर्वत्र सर्वस्य सदा प्रवृत्ति-**
**र्दु खस्य नाशाय सुखस्य हेतो. ।**
**तथापि दु ख न विनाशमेति,**
**सुख न कस्यापि भजेत् स्थिरत्वम् ॥१६॥**

व्याख्या—सर्वस्य सर्वजन्तुसमूहस्य सदा सर्वदा सर्वस्मिन्नपि काले इति यावत्, सर्वत्र सर्वेषु कार्येषु स्थानेषु वा दुःखस्य इष्टवस्तुवियोगानिष्टवस्तुप्राप्तिरूपकष्टस्य नाशाय त्यागाय तथा सुखस्य हेतो' धनपुत्रकलत्रादीष्टवस्तुप्राप्तये प्रवृत्तिर्व्यापारो भवति। सर्वजीवाना प्रवृत्तिर्दु खोच्छेदाय सुखलाभाय च भवति, न कस्यापि दु'खमिष्ट सुख चानिष्टमित्यर्थ । तथापि कस्यापि जीवस्य दुःख कष्ट विनाश नैति न प्राप्नोति । तथा कस्यापि सुख स्थिरत्व स्थायिभाव निश्चलत्वमिति यावत् न भजेत् नाश्रयेत्

प्राप्तौ च प्राणिना पूर्वसुकृतमेव हेतु, न प्रवृत्तिरिति प्रवृत्तेरकारणत्वमिति तात्पर्यार्थ ॥ १६ ॥

**અર્થ**—સર્વ પ્રાણીઓ સર્વ સ્થાનકે દુખને નાશ કરવા અને સુખને સ્થિર કરવા અથવા મેળવવા માટેજ પ્રયત્ન કર્યા કરે છે પરંતુ સર્વદા કોઇના દુખનો નાશ થતો નથી અને સુખ કોઇપણ જગ્યાએ સ્થિર થતુ નથી માટે એવો પ્રયત્ન કરવો તે કરતા નવા કર્મ ન બધાય એવો પ્રયત્ન કરવો તેજ દુખને વિનાશ કરનાર છે બાકી પૂર્વકૃત કર્મના ઉદયથી થયેલ સુખ દુખ તો ભોગવ્યા સિવાય છુટકોજ નથી ૧૬

**ભાવાર્થ**—સુખાભિલાષી પ્રાણીઓ અવિચ્છિન્ન સુખને ઇચ્છે છે પરતુ તેનો પ્રયત્ન તેવા સુખની પ્રાપ્તિ થાય તેવા પ્રકારનો હોતો નથી માત્ર ઈચ્છા કરવાથી કોઇપણ વસ્તુની પ્રાપ્તિ થતી નથી તદ્યોગ્ય પ્રયત્નની આવશ્યકતા છે સારા અને મીઠા ફળ ખાવાની ઇચ્છા કરનારે તેવા વૃક્ષો વાવવા જોઇએ ને તેને ઉછેરવા જોઇએ, તેનુ રક્ષણ કરવુ જોઇએ તો તેના મીઠા ફળ ચાખી શકાય, પણ ઝાડ તો બાવળ ને બોરડીના વાવે અને ફળ આબાના ચાખવા ઇચ્છા કરે ત ઇ કાળે બની શકે નહી તેવી મિથ્યા ઇચ્છા પૂરી થાયજ નહીં તેમ ઇચ્છા સુખની કરનારે સુખ શાથી પ્રાપ્ત થાય છે ? તેના ખરા કારણો વિચારવા જોઇએ અને તે તે કારણો સેવવા જોઇએ પરોપકાર, સત્યતા, દયા, પ્રમાણિકપણુ, સદાચાર, અ પારભીપણુ, તૃષ્ણાની મર્યાદા, નિર્લોભી વૃત્તિ, ક્ષમા, નિરભિમાનીપણુ, સરલતા, પરનિંદાનો ત્યાગ, સદ્‌ગુરૂની સેવા, ધર્મશ્રવણ, સુદેવની ભક્તિ, સત્તીર્થયાત્રા, વડીલોની પર્યુપાસના, દીનજનોપર અનુકપા, સુપાત્રદાન ઇત્યાદિ

અનેક કારણો આ ભવમાં પુન્ય બંધાય તેવા અને પરભવમાં અવિચ્છિન્ન સુખ આપે તેવા છે અને તેનાથી વિપરીત કારણો આ ભવમાં પાપ બંધાય તેવા અને પરભવમાં દુ ખ આપે તેવા છે તેથી જો સાચી સુખની અભિલાષા હોય તો સુખના કારણો સેવવા જોઈએ જેમ બને તેમ કર્મ બંધ અલ્પ થાય તેવા પરિણામમાં વર્તવું જોઈએ તેમ કરવાથી સુખનો અનુબંધ થશે કદિ પૂર્વ જન્મકૃત પાપના ઉદયથી દુ ખ ભોગવવું પડશે તો તેપણ અલ્પ જ આપશે અને અલ્પ કાળમાં સમાપ્તિ પામી જશે પછી ફરીને દુ ખ પામવાનો વખત નહીં આવે આ હકીકત અક્ષરશ હૃદયમાં ઉતારી સાચા સુખના સાચા સાધનો સેવવા તત્પર રહેવું એ સહૃદય મનુષ્યોનું કર્તવ્ય છે તે સિવાય માત્ર સુખની વાન્છામાત્રજ કરી તે તો ફોકટ છે તેથી સાચા સુખની–અવિચ્છિન્ન સુખની પ્રાપ્તિ થઈ શકતી નથી ૧૦

विपयादिसुखमनेकशो ऽनुभूतमिति न तत्राश्चर्यमित्याह—

**यत् कृत्रिम वैपयिकादिसौख्य,**
**भ्रमन् भवे को न लभेत मर्त्य ।**
**सर्वेषु तच्चाधममध्यमेपु,**
**यद्दृश्यते तत्र किमद्भुत च ॥ १७ ॥**

**व्याख्या**—क्रियया निर्वृत्त कृत्रिम स्रक्चन्दनाङ्गनादिक यत् वैपयिकादिसौख्य पञ्चेन्द्रियसम्बन्धिशब्दादिरूप यत् सुख । यत्तत्रो-र्नित्यसम्बन्धात् तत्सुख कर्मतापन्न भवे चतुर्गत्यात्मके ससारे भ्रमन् पर्यटन् कः किंनामको मर्त्यो मनुष्यो न लभेत न प्राप्नुयात् ?

अपि तु नवं कोऽपि प्राणी अनन्तकालात् चक्रभ्रमणन्यायेनानन्तशो नरामरादिभवजनितविषयसौख्यं प्राप्तवानेवेत्यर्थः । तत् पूर्वोक्तं सुखं अधममध्यमेषु अधमाश्च नीचकुलोद्भवा मध्यमाश्च साधारणकुलोद्भवास्तेषु । चोऽप्यर्थः, तेनायमर्थः —अधममध्यमेषु सर्वेष्वपि दृश्यते किमद्भुतं राजादुत्तमकुलोद्भवेष्वित्यपिशब्दार्थः । इति यत् तत्र सर्वेषु सुखदर्शने किमद्भुतं किमाश्चर्यं ? नश्वरानित्यसुखमसौ नास्त्याश्चर्यं किं तु धर्मप्राप्तिराश्चर्यमिति तात्पर्यम् ॥ १७ ॥

અર્થ–કેટલાએક પ્રાણીઓ સુખને પામીને મદોન્મત થઈ જાય છે અને બીજા કેટલાએક કોઇ પાપી પ્રાણીને પ્રાપ્ત થયેલ સુખ જોઇને આશ્ચર્ય પામે છે તે બંનેને માટે કહે છે કે–હે પ્રાણી ! જે કૃત્રિમ વિષયાદિ સુખ છે તેને આ સંસારમા પરિભ્રમણ કરતા સર્વ પ્રાણી કોઈ કોઈ ભવમા પણ પામે છેજ અર્થાત્ કોઇ આ ભવમા તો કોઇ અનેરા ભવમા ઇંદ્રીયજન્ય વિષય સુખને પામેજ છે વળી જે સુખ અધમ જનોમા તેમજ મધ્યમ જનોમા પણ દ્રષ્ટિએ પડે છે તો તેમા આશ્ચર્ય શું છે ? આશ્ચર્ય તો ધર્મની પ્રાપ્તિ થવી તેમા છે ૧૭

ભાવાર્થ–સાચુ સુખ અને સાચા સુખના ઉત્પાદક કારણો સમજવા જોઇએ એ હકીકત આપણે ઉપરના શ્લોકમા જોઈ આવ્યા આ પ્રાણી સાંસારિક ઇંદ્રિયજન્ય સુખને સાચા માની તેમા આસક્ત થઈ જાય છે, દ્રવ્યાદિકની વિશેષ પ્રાપ્તિ થાય છે તો મદોન્મત્ત પણ થઈ જાય છે અને કેટલાક પાપી મનુષ્યોને આ ભવમા સુખી જોઈ સાંસારિક સુખોની તેને પ્રાપ્તિ વગેરે જોઇને પુણ્ય પાપના ફળને માટે શંકાશીલ બની જાય છે, તેને હિતશિક્ષા આપવા માટે

આ કાવ્યમા કર્ત્તા કહે છે કે વૈષયિક સુખ તે કૃત્રિમ સુખ છે, સાચુ સુખ નથી તુ પુત્ર સ્ત્રી, દ્રવ્ય, મકાન, બાગબગીચા વિગેરેની કોઈ પાપી મનુષ્યને પ્રાપ્તિ થયેલી જોઈને મનમા મુઝાઇ જાય છે પણ પ્રથમ તો એ સુખ વાસ્તવિક નથી વાસ્તવિક સુખ તે કહેવાય કે જેને પરિણામે દુઃખ ભોગવવુ ન પડે વૈષયિક સુખ તો પરિણામે અવશ્ય દુઃખ આપે છે બીજુ તુ ધારે છે તેવો તે સુખી અંદરખાનેથી હોતો નથી તેના હૃદયની ઉપાધિઓની તેનેજ ખબર હોય છે તે ગુપ્ત વ્યાધિઓથી પીડાતો હોય છે, પુત્ર હોય છે તો શત્રુ જેવો થઇને મિલ્કતમા ભાગ માગતો હોય છે સ્ત્રી રૂપવંત હોય છે તો દુરાચારી હોય છે એટલે ઉલટી દુઃખને માટેજ થાય છે વ્યાપાર પુષ્કળ ચાલતો દેખાય છે પણ અંદરખાને તરતુ હોય છે કે બુડતુ હોય છે તેની કોને ખબર? હાટ, હવેલી, મકાનો તેના દેખાય છે પણ તેની માલેકી તેની રહી હોય છે કે ગીરો મૂકાઇ ગયેલ હોય છે તે કોણ જાણે છે? એવી રીતે ઉપરથી દેખાતા સુખના સાધનોમા પણ અંદર કડવાશ ભરેલી હોય છે, તે તારા ધ્યાનમા આવતી નથી ને ત્રીજુ આ ભવમા જે પાપી, દુરાચારી અપ્રમાણિક, નવા નવા પાપારંભની શરુઆત કરનારો હોય છે તેને તેના અત્યંત કડવા ફળ તો આગામી ભવે નરક તિર્યંચાદિ દુર્ગતિમા અસહ્ય ભોગવવા પડે છે અહીં તે જે સુખ ભોગવતો દેખાય છે તે તો પૂર્વ ભવમા અજ્ઞાન કષ્ટ કર્યું હોય અને પાપાનુબંધી પુન્ય બાંધ્યુ હોય તેનુ ફળ છે ચાર દિવસનુ ચાંદરણુ છે, પછી તો અંધારુ ઘોર થવાનુ છે આ પ્રમાણેની ત્રણે બાબત વિચારી તુ તેવા સુખને સાચા સુખ માનીશ નહીં અને તેવા સુખ ગમે તેને પ્રાપ્ત થાય તો તેથી ચિત્તમા ચમત્કાર પામીશ નહીં તુ સાચા સુખનો અભિલાષી થજે અને તેની પ્રાપ્તિ માટે તેના સાચા નિમિત્તો કે જે જગતમા સદ્ધર્મ

ઓળખાય છે તેનુ વેતન ક એ ૧૭

विषयसुखार्थिना मिथ्यामान्यता प्रदर्श्य यतीना तद्विमुखत्व दर्शयति—

क्षुधातृषाकामविकाररोष-
हेतु च तद्भेषजवद्वदन्ति ।
तदस्वतत्र क्षणिक प्रयासकृत्,
यतीश्वरा दूरतर त्यजन्ति ॥ १८ ॥

व्याख्या—क्षुधा बुभुक्षा, तृषा पिपासा, कामो मदनस्तस्य विकारो मैथुनेच्छारूपश्चित्तविकार, रोष क्रोध, एषा द्वन्द्व, तेषा हेतु कारण त । तद्भेषजवत् तेषा क्षुधादीना भेषजवदौषधतुल्य वदन्ति कथयन्ति केचिद्विषयलोलुपा प्राणिन इति शेष । अय भाव—ते हि मन्यन्ते इच्छानुसारेणाभक्ष्यस्यापि भोजनेनापेयस्यापि पानेन स्वपरस्त्रीविलासेन यस्य कस्याप्युपरि क्रोधकरणेन च क्षुधादिव्याधयो नश्यन्तीति परतु तद्भेषज अस्वतत्र पराधीन वाञ्छितभोजनपानादयोऽनात्मगुणत्वात्कर्माधीनत्वाच्च पराधीना एवेत्यर्थ । किच पुण्यवशात्स्वाधीनेऽपि भोजनादौ भेषजे तद्भेषज क्षणिक पामाकण्डूयनवत् क्षणमात्रसुखदायि पुन पुन क्षुधादिवाञ्छासभवात् । क्षणिकेऽपि पौन पुन्येन भोजनादिसेवने का हानिरित्याकाक्षायामाह—प्रयासकृत् अतिप्रयत्नसाध्य इच्छानुरूपभोजनादिप्राप्तिः महाकष्टसाध्येति प्रसिद्धमेवेति क्षणिकसुखाय महाप्रयत्नोऽनुचित एवेत्यर्थ । कृतेऽपि

भपासे कर्मवपरीत्यादनर्थप्राप्तिरपि भवतीति ज्ञेय । अत एव यती-
श्वरा नित्यमुखलिप्सवो मुनयस्तद्धेपज भोजनादिरूप दूरतरमतिश-
येन दूर त्यजन्ति भोजनादिकरणेन क्षुधादिपीडां निवारयाम इति
विचारमात्रमपि न कुर्वन्ति, किंतु तपसा क्षुधातृषे, ब्रह्मचर्येण काम-
विकार, क्षमया च रोपमित्येव भोजनादित्यागरूपौपधेनैव तत्पीडां
परिहरन्ति परिहर्त्तुमिच्छन्तीति भाव. ॥ १८ ॥

**અર્થ**—વળી આ સસારના સુખમા મોહ પામેલા પ્રાણીઓ ક્ષુ
ધાના, તૃષાના, કામવિકારના અને ક્રોધના જે કારણો છે તેનેજ
ઔષધભૂત ગણે છે એટલે અનેક પ્રકારની ભક્ષ્યાભક્ષ્ય વસ્તુઓ ખા
વાથી ક્ષુધાનુ શમન ગણે છે, તેજ ભોજન માત્ર મહજ્નાર ક્ષુધાનુ
શમન કરીન ઉલટી તે તે વસ્તુની તૃષ્ણાન વધારે છે તેમજ પેય
અપેય પદાર્થ પીવાથી તૃષાની શાતિ ગણે છે, તેજ પરિણામે તૃષાને
ઉદીરે છે વિષયભોગ ભોગવવાથી કામવિકારની શાતિ થશે એમ માને
છે, તેજ કામભોગ ભોગવવાથી વિષયેચ્છાની વૃદ્ધિ કરે છે અને કોઇની
ઉપર ક્રોધ કે રોષ કરવાથી ક્રોધનુ શમન થતુ નથી, પણ ઉલટો
ક્રોધ વૃદ્ધિ પામે છે યતીશ્વરો તે ક્ષુધા, તૃષા, કામવિકાર અને રોષને
અસ્વતત્ર, ક્ષણિક અને પ્રયાસ માત્ર છે એમ જાણીને દૂરથીજ
છોડી દે છે અર્થાત્ તપસ્યાવડે ક્ષુધા તૃષાને શમાવે છે, બ્રહ્મચર્ય-
વડે કામવિકારને શમાવે છે અને ક્ષમાવડે રોષને શમાવે છે ૧૮

**ભાવાર્થ**—આ પ્રાણીને ક્ષુધા તૃષા ને કામવિકાર સાથે દરરોજનો
પ્રસગ પડેલો હોય છે તેથી તેને શમાવવાની તે ઇચ્છા કરે એ
સ્વાભાવિક છે પરતુ તે શમાવવાના ખરા કારણોને નહીં જાણવાથી
ઉલટા તેના ઉદીરક કારણોને તે સેવે છે અને તેનાવડે તેની નિવૃત્તિ

ઇચ્છે છે આ શાસ્ત્રકાર તે બાબતમા તેને સમજુતી આપે છે કે-હે ભવ્ય પ્રાણી ! ક્ષુધા, તૃષા, કામવિકાર ને રોષના જે ઉત્પાદક હેતુ છે તેને તુ ઉપશામક માને છે તેમા તારી ભૂલ થાય છે ક્ષુધાનુ ગમન ભક્ષ્યાભક્ષ્ય જે મળ્યુ તે ખાવાથી થતુ નથી પણ તેનુ ગમન કરવાના ઇચ્છક તપસ્યા કરવી, પરિમિત પદાર્થો ખાવા, ખોરાકમા નિયમિત થઇ જવુ અને દિનપરદિન તેમા ઘટાડો કરવો, તેથી ક્ષુધા શમે છે, મર્યાદામા આવી જાય છે તૃષા ગમાવવાના ઇચ્છકે પેયાપેય પદાર્થોનુ પાન ન કરવુ પરતુ પરિમિત શુદ્ધોદક માત્રજ પીવુ અને પરિમિત વખતેજ પીવુ ઇત્યાદિ પ્રકારે નિયમન કરવાથી તૃષા કબજામા આવી જાય છે કામવિકારનુ શમન ઇચ્છનારે તેના ઉત્પાદક કારણો ન સેવવા, ઓછા સેવવા, સ્ત્રીસસર્ગ ઘટાડવો, ઇદ્રિયો તેજ થાય તેવા પદાર્થો ન ખાવા, તેવી વાતો ન સાભળવી, તેવી બુકો ન વાચવી, વૃત્તિ શાત રાખવી, એમ કરવાથી કામવિકાર શમશે રોષ-ક્રોધ-દ્વેષ શમાવવાના ઇચ્છકે ક્ષમાને પ્રધાનપણુ આપવુ દરેક વખતે ક્ષમા રાખવાનો, ક્ષમા કરવાનો અભ્યાસ પાડવો રોષ કરવાની જરૂર જણાય ત્યારે પણ કાળક્ષેપ કરવો, ઉતાવળા ન થવું, ભરાઇ ન પડવુ, એમ કરતા કરતા રોષ શમી જાય છે અને ક્ષમા કરવાની ટેવ પડી જાય છે આ પ્રમાણેના ક્ષુધા, તૃષા, કામવિકાર ને રોષ સમાવવાના ઉપાયોને લક્ષમા લઇને તપ, બ્રહ્મચર્ય, ક્ષમાદિકને સ્વીકારવાનો અહર્નિશ પ્રયત્ન કરવો ૧૮

यतीना कथ भोजनादिषु वाञ्छा न भवतीत्याह–

गृहीतलिङ्गस्य च चेद्धनाशा,

गृहीतलिङ्गो विषयाभिलाषी ।

गृहीतलिङ्गो रसलोलुपश्चेत्,
विडवन नास्ति ततोऽधिक ही ॥ १९ ॥

व्याख्या—गृहीतलिङ्गस्य गृहीत स्वीकृत लिङ्ग मुनिवेषो येन स तस्य सानेश्चेयदि धनाशा द्रव्यसञ्चयेच्छा स्यात् । तथा गृहीतलिङ्ग उक्तस्वरूप साधुर्यदि विषयाभिलाषी विषयाणा शब्दादीन्द्रियार्थानामभिलाषवान् स्यात् । तथा गृहीतलिङ्ग उक्तरूपो यतिः रसलोलुपो रसेषु षड्रसभोजनेषु लोलुपो गृ नुश्चेयदि स्यात् तर्हि ततो धनाशाविषयाभिलाषरसलोलुपताभ्योऽन्यदधिक विडवन अतिशयित कष्ट नास्ति न विद्यते । धनादिवाञ्छायां सदा निमग्नो गृहव्यापारव्यापृतो जनो यदि धनादिकमनित्य वासारत्वादिना विडम्बनादिकारण विज्ञाय द्रव्यभावाभ्या मुनिवेषमङ्गीकृतवान् पुनश्च धनादिवाञ्छायामेव प्रवृत्तस्तर्हि स धनाद्यभिलाष एव तस्य परम विडम्बनमिति भाव ॥ १९ ॥

અર્થ—મુનિવેષ ધારણ કર્યા છતા પણ જો દ્રવ્યસચયની વાન્છા બાકી રહે, મુનિ વેષધારણ કર્યા છતા પણ વિષયનો અભિલાષ થાય અને મુનિ વેષધારણ કર્યા છતા પણ રસેદ્રિયની લોલુપતા રહ્યા કરે તો તે કરતા અધિક વિડબના બીજી કોઇપણ સમજવી નહીં, તેનેજ મહા વિડબના જાણવી ૧૯

ભાવાર્થ—મુનિવેષ ધારણ કર્યા અગાઉ શુદ્ધ વૈરાગ્ય કે જે જ્ઞાનગર્ભિત વૈરાગ્યના નામથી ઓળખાય છે તે પ્રાપ્ત થયો જોઇએ તેવા વૈરાગ્યથી અસારતા ખરૂ સ્વરૂપ સમજાય છે સર્વ પદાર્થ

એટલા બધા મુગ્ધ દેખાય છે કે તેની તેવા પ્રકારના ધર્મપર રૂચિ થતી જોઇને સુજ્ઞ જનોને આશ્ચર્ય થાય છે આટલા માટેજ કર્તા આ કાવ્યમા એવા ધર્મ નચાવનારને ઉપદેશ આપે છે કે–હે ભ ગો! મનુષ્યો તો પ્રાયે ધાર્મિક વિષયમા મુગ્ધ હોય છે તેથી તમે જે પ્રકારની ધર્મ ક્રિયામા તેને રૂચિ કરાવવા ધારશો તેમા તે રૂચિ કરશે પણ તેમા તમારેજ વિચાર કરવાનો કે ઉન્માર્ગે રતિ કરવાથી તે તો બિચારા ભુલાવો ખાશે, પરતુ તેવો ભુલાવો ખવરાવનાર જે તમે તેનુ શુ થશે? તમારે દુર્ગતિમા અસહ્ય દુ ખના ભાજન થવુ પડશે એમ નિ સશય સમજશો

ધૂર્ત લોકોનુ માયાવીપણુ એવા પ્રકારનુ હોય છે કે તેની જાળમા–તેની વાકય રચનામા ભદ્રિક મનુષ્યો તત્કાળ ફસાઇ જાય છે જો કે પરિણામે તો એવા ધૂર્તો તેના માઠા ફળ ભોગવે છે, પરતુ પ્રારભના તો પોતાના ફદમા બીજાઓને ફસાતા જોઇને તેઓ મનમા મલકાય છે વળી વાસ્તવિક રીતે તો તેઓ બીજાને ઠગતા નથી પણ પોતાના આત્માનેજ ઠગે છે પરને ઠગવુ તે તો કહેવા માત્રજ છે તેથી ઉત્તમ જનોએ વ્યવહારમા પણ કોઇની સાથે ઠગાઇ કરવી નહીં, સર લતાથીજ વર્તવુ અને અન્ય મનુષ્ય જેઓ પોતાની ઉપર આધાર રાખતા હોય તેમને નેતા તરીકે સત્ય માર્ગજ બતાવવો કે જેથી તેમના આત્માનુ કલ્યાણ થાય ૨૧

परवञ्चनादिरहितानामन्तर्वैराग्यभृता चरित दर्शयति—

ये नि स्पृहास्त्यक्तसमस्तरागा–
स्तत्त्वैकनिष्ठा गलिताभिमाना ।
सतोपपोपैकविलीनवाञ्छा–
स्ते रञ्जयन्ति स्वमनो न लोकम् ॥२२॥

व्याख्या—निर्गता नष्टा स्पृहा स्त्रीपुत्रधनादिप्रवाञ्छा येषां ते निःस्पृहाः सकलेहलोकसुखवाञ्छारहिता इति यावत् । तथा त्यक्तसमस्तरागास्त्यक्तो वर्जितः समस्तेषु सर्वशरीरादिपौद्गलिकवस्तुषु रागः स्नेहानुबन्ध उपलक्षणत्वात् द्वेषादयोऽपि चैस्ते तथा समग्रपदार्थविषयरागद्वेषादिरहिता इत्यर्थः । तथा तत्त्वैकनिष्ठाः तत्त्वं जीवाजीवादिनवपदार्थरूपं हेयोपादेयरूपं आत्मज्ञानरूपं वा तस्मिन्नेवैकाऽद्वितीया निष्ठा मनःस्थैर्यं तत्परता वा येषां ते तथा । तथा गलिताभिमाना गलितो नाशं प्राप्तोऽभिमानोऽहङ्कारो येषां ते तथा सर्वथा विगतमाना इति यावत् । तथा संतोषपोषैकविलीनवाञ्छा संतोषो यथालाभेनाहारादिना सन्तुष्टवृत्तिस्तस्य पोषणेनैवैकान्ततो विलीना नष्टा वाञ्छाऽभिलाषो येषां ते तथा । एतादृशा ये मुनयः सन्ति ते स्वान्तः स्वस्यैव चित्तं रञ्जयन्ति, परं तु लोकं जनसमूहं न रञ्जयन्ति लोकरञ्जनकरणे आत्मरञ्जनहानिप्रसङ्गादित्यर्थः ॥२२॥

અર્થ—જેઓ ખરેખરા નિઃસ્પૃહી છે, સમસ્ત પ્રકારના રાગ જેણે તજી દીધા છે, માત્ર તત્ત્વનિષ્ઠા જેમની બુદ્ધિમાં વર્તે છે, અભિમાન જેમનું સર્વથા ગળી ગયેલું છે અને સંતોષના પોષણમાત્રે જેમણે ઇચ્છા માત્રને શમાવી દીધી છે-લીન કરી દીધી છે, તેઓ પોતાના મનનું જ માત્ર રંજન કરે છે લોકરંજન કરવાના ઉદ્યમી હોતા નથી ૨૨

ભાવાર્થ—ઉપર શ્લોકાર્થમાં બતાવેલ ભાવવાળા ઉત્તમ પુરુષો તો આત્મરંજન જ કરે તેમાં આશ્ચર્ય શું ? કારણકે તેમના મનને લોકરંજનની અપેક્ષા હોતી જ નથી તેઓ જે ધર્મારાધન કરે છે તે આત્મરંજન માટેજ કરે છે તેઓ જાણે છે કે 'જન મનરંજન માર્ગ

મૂલ ન એક બદામ' આ વાત તેમના હૃદયમા દઢ થએલી હોય છે કેમકે તેઓ સમગ્ર વસ્તુસમૂહ ઉપર તેમજ કુટુબ પરિવારાદિ ઉપર રાગ રહિત હોવાથી ખરા નિસ્પૃહી થયેલા હોય છે સૂક્ષ્મ બોધ થયેલો હોવાથી તત્ત્વનિષ્ટ થયા હોય છે ગણધરાદિકની અપૂર્વ ગ્રહણ ધારણ શક્તિ જાણેલી હોવાથી અભિમાન તો નવથા નિર્મૂળ થઈ ગયેલુ હોય છે અને ઇચ્છા માત્રનો રોધ કરવાથી સતોષ સુરતરૂની શિતળ છાયાનો આશ્રય કરીને રહેલા હોય છે એવા સતો ખરેખર ધન્યવાદને પાત્ર છે ત્યાગ પણ તેનોજ સાચો છે વૈરાગ્ય પણ તેનોજ ખરો છે અને બોધ પણ તેને થયેલોજ પ્રમાણ છે આ હકીકત સર્વ સુજ્ઞ જનોએ ધારી રાખવા લાયક છે અને જનમનરજન કરવાનો વિચાર તજી દઇ આત્મરજન કરવા ઉદ્યુક્ત થવુ ઘટમાન છે ૨૨

स्वमनोरञ्जको जनरञ्जको न भवतीति सदृष्टान्त द्रढयति ॥

तावद्विवादी जनरञ्जकश्च,
यावन्न चैवात्मरसे सुखज्ञ ।
चिन्तामणिं प्राप्य वर हि लोके,
जने जने क कथयन् प्रयाति ॥ २३ ॥

व्याख्या—तावत् तावत्कालपर्यन्त विवादी शास्त्रार्थविषयकविवादवान् भवति, तथा जन लोक रञ्जयति प्रीणयतीति जनरञ्जको भवति मुनिरिति शेष । कियत्कालपर्यन्तमित्याह–यावत् यावत्कालपर्यन्त आत्मरसे एवात्मनो जीवस्य रसो ज्ञानामृतलक्षणस्तस्मिन्नेव सुखज्ञो नित्यपरमानन्दरमणरूप सुख जानातीति तथा न भवति,

आत्मरससुखज्ञाता तु विवादे जनरञ्जने च नैव प्रवर्तते इत्यर्थः । अत्र दृष्टान्तमाह-हि तथाहि लोके इह जगति वरं प्रधानं चिन्तामणिं चिन्तितवस्तुप्रापकं रत्नविशेषं प्राप्य लब्ध्वा कः किंनामकः पुरुषः जने जने प्रत्येकजनसमीपे कथयन् मत्समीपे चिन्तामणिरत्नमस्ति पश्येति वदन् प्रयाति चरति ? नैव कोऽपि कस्यापि कथयतीत्यर्थः । यथा चिन्तामणिस्वामी तद्रत्नप्रापितसुखनिमग्नः सन्न कस्याप्यग्रे तद्वार्तां कथयति तथाऽध्यात्मसुखनिमग्नो मुनिर्विवादादिषु न प्रवर्तते इति तात्पर्यम् ॥ २३ ॥

અર્થ—આ સંસારમાં રહેલ પ્રાણી ત્યાં સુધીજ અનેક પ્રકારના વિવાદ કરવામાં ઉદ્યમવાન્ અને લોકનું રંજન કરવામાં પ્રયત્નવાન્ હોય છે કે જ્યાં સુધી તેને આત્મિક સુખના રસમાં નિમગ્નપણું હોતું નથી શ્રેષ્ઠ ચિંતામણિ રત્નને પામીને જેમ દરેક માણસને કોઇ કહેવા જતું નથી, મનમાંજ સમજીને બેસી રહે છે, તેમ આત્મિક સુખને જાણનાર પ્રાણી તેમાંજ નિમગ્ન થઇને રહે છે, પણ વાદવિવાદ કે જનરંજનના કરતા નથી ૨૩

ભાવાર્થ—અધુરો ઘડોજ છલકાય છે અને પોલી વસ્તુજ અવાજ આપે છે, તેમ જેઓ નાગરિક સુખનેજ સુખ માની બેઠા હોય છે, આત્મિક સુખનો આસ્વાદ જેમણે લીધેલો હોતો નથી, તેઓજ અનેક પ્રકારના વાદવિવાદો કરે છે અને લોકોને રીઝવવાના પ્રયત્નો કર્યા કરે છે પરંતુ એકવાર જરાપણ આત્મિક સુખનો આસ્વાદ લીધો અને તેમાં જો લીન થવાપણું બન્યું તો પછી બીજી તમામ ક્રિયાઓ તરછોડીને તેને સંપૂર્ણરીતે મેળવવાનોજ પ્રયત્ન આદરે છે કારણકે

જ્યા સુધી ચિનામણિ રત્નની પ્રાપ્તિ થઈ ન હોય ત્યા સુધીજ પ્રાણી અન્ય ખાણોમા બીજા સામાન્ય રત્નો-જનાદીને ૨ોધવા પ્રયત્ન કરે છે અને તેવી પ્રાપ્તિથી આનદ માને છે પરતુ ચિતામણિ રત્નની પ્રાપ્તિ થઇ એટલે પછી બીજી અપેક્ષા માત્ર રહેતી નથી તેમજ જો અમુક પ્રકારે-અમુક પ્રયત્ને ચિતામણિ રત્ન પ્રાપ્ત થશે એમ સમ જાય તો પછી પ્રાણી બીજા બધા પ્રયત્નો છોડી દઇ તેમાજ મચે છે તેજ પ્રકાર આત્મિક સુખ માટે સમજવો

વળી ચિતામણિ રત્નની જેને પ્રાપ્તિ થઇ હોય છે તે પછી જેમ જ્યા ત્યા તે વાત કહેવા જતો નથી, પોતેજ તજ્જન્ય સુખનો નિ શ્ચિતપણાને અનુભવ કરે છે, તેમ આત્મિક સુખની પ્રાપ્તિવાળા મ નુષ્યો પણ પછી અન્ય જનોને રજન કરવાનો કે બીજો વૃથા પ્રયત્ન કરતાજ નથી કેમકે તેમને જે મેળવવુ હતુ તે મળી ગયુ પછી કૃતકૃત્ય પ્રાણી શા માટે અન્ય પ્રયત્ન કરે ? નજ કરે ૨૩

समग्रजनरञ्जनमपि कर्तुं न केनापि पार्यत इत्यत आत्मरञ्जन-मेव श्रेय इत्याशयेनाह—

> षण्णा विरोधोऽपिच दर्शनाना,
> तथैव तेषा शतशश्च भेदा ।
> नानापथे सर्वजन प्रवृत्त ,
> को लोकमाराधयितु समर्थ ॥ २४ ॥

व्याख्या—किं चान्यदपि लोकरञ्जननिषेधार्थं कथयामीति दर्शयितु अपिचेति पद । इह जगति षण्णा दर्शनाना मतानां विरोधोऽस्ति षडपि

दर्शनानि परस्पर विरुद्धानि भिन्नभिन्नधर्मपदार्थप्रतिपादकानि सन्तीत्यर्थः। नैतावदेव किंतु तेषां षण्णामपि दर्शनाना शतशः शतानि भवन्ति भेदा. तथैव परस्पर विरुद्धा' सन्ति। तत' सर्वजन' सर्वो जनसमूहो नानापथे भिन्नभिन्नधर्ममार्गे प्रवृत्त' स्वस्वरुच्यनुसारेण प्रवृत्तिमान् जातोऽस्ति। अत एव लोक नानाधर्ममार्गप्रवृत्त त सर्वजनसमूह आराधयितु सेवितु प्रीणयितुमिति यावत्। क' समर्थ ः पुरुषः शक्तिमानास्ति? "मुडे मुडे मतिर्भिन्नेति" न्यायेन स्वमतिदुराग्रहेण सत्यतयाऽङ्गीकृतनानाधर्म सकललोक प्रीणयितु ब्रह्माऽपि समर्थो नास्तीत्यर्थः। अत एवात्मज्ञानेनात्मरञ्जनमेव कर्तव्यमिति तात्पर्यार्थः ॥ २४ ॥

અર્થ—કેટલાક મનુષ્યો સર્વ લોકનુ રજન કરવા-સર્વને પ્રિય થવા અનેક પ્રકારના પ્રયત્નો કરે છે, પરતુ આ દુનિયામા એક તો છએ દર્શન પરસ્પર વિરોધી છે અને વળી તેના સેકડો ભેદ પડેલા છે, તેમાના અનેક માર્ગોએ લોકો પ્રવર્તિ રહ્યા છે, તો તે સર્વનુ આરાધન કરવાને કોણ સમર્થ થઇ શકે? અર્થાત્ સર્વ લોકનુ રજન કોઇનાથી બની શકેજ નહીં તેથી તેવો પ્રયત્ન પડ્યો મૂકીને આત્મરજન કરવાનો પ્રયત્ન કરવો તેજ યોગ્ય છે ૨૪

ભાવાર્થ—જેમને આત્મિક સુખનુ આસ્વાદન જરા પણ પ્રાપ્ત થયુ નથી અને જેઓને આત્મરજનનો સત્ય માર્ગ સમજાયો નથી તેઓ સર્વને પ્રિય થવાનો-લોકરજન કરવાનો અનેક પ્રકારનો પ્રયત્ન કરે છે પરતુ તેઓ કોઇ રીતે સર્વને પ્રિય થઇ શકનાજ નથી. કેમકે લોકપ્રવાહ અનેક માર્ગે વહે છે જિયતા મધ્ય જનમમૂહની અનેક

પ્રકારમા વૈચારોની છે ધર્મના પણ પાગાર ભેદો પડી ગયેલા છે અને પૃથક્ પૃથક્ માર્ગે વહેનારા મનુષ્યો પોતાના સ્વીકારેલા માર્ગને સર્વોત્તમજ જાણે છે તેથી તે બધાઓનુ રજન કરવાનુ કાર્ય સાધારણ નથી, અસાધારણ છે, અશક્યજ છે તીર્થંકરાદિક અતુલ પુન્યશાળી મહાત્માઓ પણ સર્વને રીઝવી શકયા નથી તો આપણું પામર તું શુ ગજુ ? માટે તેવા મિથ્યા પ્રયત્નમા ન મચતા-તેમા કાળક્ષેપ અને શક્તિનો વ્યય ન કરતા આત્મરજન થયુ તો સર્વનુ રજન થઇ ગયુ સમજવુ આત્મરજન કરવા માટે મુખ્ય માર્ગ પરમાત્માનુ રજન કરવુ તે છે પરમાત્માનુ રજન તેમની આજ્ઞા પ્રમાણે વર્તન કરવાથી થાય છે, તેમની આજ્ઞા શુદ્ધ આચરણ રૂપ છે, તેથી પરપરાએ આત્મ રજનના ઇચ્છકોએ પ્રથમ સદાચરગી થઇ પરમાત્માની આજ્ઞા આરાધવી કે જેથી આત્મરજન પરમાત્મરજન અને લોકરજન સર્વ થશે તે સિવાય તેને માટે બીજો માગજ નથી ૨૪

आत्ममनोरञ्जन कर्तव्यमित्युक्त, तच्च मन स्थैर्ये भवति, मन - स्थैर्यस्य च कारण राज्यादिसुखावाप्तिरिति मन्यते केचित् तदवा- प्तावपि मन स्थैर्य न भवति चेत्तर्हि तद्राज्यादिक व्यर्थमित्याशयनाह-

तदेव राज्य हि धन तदेव,

तपस्तदेवेह कला च सैव ।

स्वस्थे भवेच्छीतलताऽऽशये चेत्,

नो चेद्वृथा सर्वमिद हि मन्ये ॥ २५ ॥

व्याख्या—इहास्मिन् लोके चेयदि स्वस्थे आशये शान्तियुक्ते

मनसि शीतलता सतापरहितता भवेत्स्यात्तर्हि तदेव राज्यं प्राप्तं सत् समीचीन कथ्यते, धनमपि तदेव समीचीन कथ्यते, तपोऽपि तदेवाऽत्त सत् समीचीन कथ्यते, कलाऽपि च सैव विज्ञाता सती समीचीना कथ्यते इत्येवम याहारेणान्वयः कर्तव्य । नो चेत् यद्येव-विधराज्यधनतपःकलाभि मन शीतलता न भवेत्तर्हि इद सर्वमेत-त्सकल राज्यादिक हि निश्चयेन वृथा व्यर्थमेवेत्यह मन्ये । प्राप्ते-ऽपि राज्ये यदि मनसि शीतलता न स्यात्तर्हि तद्राज्य वृथेत्यादि सर्वत्र ज्ञेयमिति तात्पर्यार्थः ॥ २५ ॥

અર્થ—જો ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત થાય અને આશયમા શિત ળતા પ્રગટે તોજ પ્રાપ્ત થયેલ રાજ્યને રાજ્ય કહેવુ, પ્રાપ્ત થયેલ ધનને ધન કહેવુ, કરેલા તપને તપ કહેવો, અને શીખેલી કળાને કળા કહેવી, પણ જો રાજ્ય, ધન, તપ અને કળા પ્રાપ્ત થયા છતા તેનાથી ચિત્તની સ્વસ્થતા જળવાઈ ન રહે અને આશયમા શિતળતા ગુણ ન પ્રગટે તો તે વસ્તુની પ્રાપ્તિ સર્વે મિથ્યા છે–નિષ્ફળ છે એમ સમજવુ ૨૫

ભાવાર્થ—આ કાવ્યમા કર્ત્તા એમ બતાવવા માગે છે કે રાજ્ય, ધન, તપ કે કળા–તેની પ્રાપ્તિ આ જીવ પોતાના આત્માની સ્વ સ્થતાને–શાતિને માટે ઇચ્છે છે રાજ્ય કે ધન મળ્યુ પણ તેથી તૃપ્તિ થઇ નહીં કે શાતિ પ્રાપ્ત થઇ નહીં, અન્ય ઉપાધિઓએ રાજ્ય કે ધનની પ્રાપ્તિને ઉલટી દુ ખમય કરી મકી તો પછી તે પ્રાપ્તિ શા કામની ? તેમજ તપસ્યા કરી પણ ચિત્તની સ્વસ્થતા જળવાણી નહીં–ક્રોધનો ઉદ્ભવ થયો, પારણે કે ઉત્તરપારણે આહારની તીવ્ર ઇ

તો પછી તે તપ શા કામનો ? તેનુ વાસ્તવિક ફળ તો મળ્યું નહીં તેમજ કોઇ પ્રકારની કળા મેળવી–તેના ફળ તરીકે પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ થવા લાગી પરન્તુ તેથી ચિત્તનુ શાન્તન થયુ નહીં તો પછી તે કળા પ્રાપ્ત કરી શા કામની ? જગતના જીવો જે જે વસ્તુઓ મેળવવા ઇચ્છે છે તે શાન્તિ-સુખ-સ્વસ્થતા વિગેરેની પ્રાપ્તિ માટે ઇચ્છે છે જે કારણ સેવવાથી કાર્યનિષ્પત્તિ ન થાય તે કારણ સેવનારમા કાઇક ખામી છે જો વાસ્તવિક કારણ હોય અને વિધિપૂર્વક તેની સેવા થાય તો તેથી કાર્યસિદ્ધિ થવીજ જોઇએ પરન્તુ રાજ્ય કે ધન મળ્યા છતા ઉલટી તૃષ્ણા વધે, અન્ય ઉપદ્રવ કરનારાઓ વધે અને તપસ્યા કર્યા છતા ઉલટો ક્રોધ વધે–તપનુ અજીર્ણ થાય અને કોઇ સારી કળા પ્રાપ્ત કર્યા છતા પ્રમાદ વધે અથવા બીજુ વિઘ્ન આવે તો પછી તે તે વસ્તુની પ્રાપ્તિ નિષ્ફળ થાય છે માટે રાજ્ય કે ધનની પ્રાપ્તિ થયે સતોષ રાખજો, તપ કરવા માડો કે સાથેજ ક્ષમાની વૃદ્ધિ કરવી અને કળા પ્રાપ્ત થાય કે તેમા અપ્રમાદી રહેવુ આ ખાસ કર્તવ્ય છે ૨૫

मन शान्तेर्गुणमाह—

> रुष्टैर्जनैः किं यदि चित्तशान्ति–
> स्तुष्टैर्जनैः किं यदि चित्ततापः ।
> प्रीणाति नो नैव दुनोति चान्यान्,
> स्वस्थः सदोदासपरो हि योगी ॥२६॥

व्याख्या—हे आत्मन् ! यदि चित्तशान्तिर्मनसि शीतलताऽस्ति स्वस्येति शेषः । तर्हि रुष्टैः क्रुद्धैर्जनैर्लोकैः किं ?, यदि

तव चित्तशान्तिरस्ति तर्हि तवोपरि क्रुद्धा अपि जनाः तव किम-
निष्टं कुर्युः । न किमपीत्यर्थः। यदि च चित्ततापस्तव मनसि संतापोऽस्ति
तर्हि तुष्टैर्जनैस्तवोपरि प्रीतिं प्राप्तैरपि त्वं कृते किम् ? तवोपरि सतुष्टा अपि
जनास्तव चित्तसंतापं दूरीकर्तुं नैव समर्था इत्यर्थः। चेतसः स्वास्थ्ये
संतापे च स्वयमेव हेतुर्नान्यः कश्चिदिति तात्पर्यम् । अत एव योगी
अध्यात्मज्ञानवान्मुनिः अन्यान् स्वव्यतिरिक्तान् जनान् नो प्रीणाति
मधुरोक्तिभिस्तेषां चित्तरञ्जनं नैव करोति, तथा नैव दुनोति कटु-
वचनादिना तेषां मनःसंतापं नैव जनयति, किंतु स्वस्थः शान्तचित्तः
सन् सदौदासपरः सर्वकालमौदासीन्ये एव तत्परो भवति । सर्वेण
मुमुक्षुणाऽऽत्मकार्यमेव कर्तव्यं न तु अन्यकार्यचिन्तनमित्युपदेशः ॥२६॥

અર્થ—હે પ્રાણી ! જો તારા હૃદયમા શાંતિ છે તો લોકો રૂષ્ટમાન
થાય તેથી શું ? અને જો તારા હૃદયમા તાપીતપણું-અશાંતિ છે તો
લોકો તુષ્ટમાન થાય તેથી તને શું લાભ છે ? કાઇ નથી- આવા નિ-
ર્ણયને લીધેજ યોગી પુરૂષો કોઇને નથી પ્રીતિ ઉત્પન્ન કરતા અને
નથી કોઇને દુહવતા, માત્ર સ્વસ્થપણે ઉદાસીન વૃત્તિમાજ તત્પર રહે છે ૨૬

ભાવાર્થ—આ જગતના જીવો પોતાની શાંતિ કે અશાંતિનો
વિચાર કર્યા સિવાય અન્ય જનો પોતાની ઉપર રોષે થયા છે કે તુષ્ટ
માન થયા છે તેની ફીકર કર્યા કરે છે જ્ઞાની કહે છે, કે બીજાના
રોષ કે તોષથી તને લાભ હાનિ શું છે ? તારે તો તારા આત્માની
શાંતિ કે અશાંતિનો વિચાર કરવો યોગ્ય છે જો તારો આત્મા શાંતિનો
અનુભવ કરતો હોય-તેની અંદર સ્વસ્થતાનો નિવાસ થયો હોય તો
પછી લોકો ભલે રૂષ્ટમાન થાય તેથી તને કાંઇ હાનિ થવાની

લવ જવુ પડે છે ત્યારે કોઇ સાથે આવતુ નથી–આવી શકતુ નથી કારણ કે ગતિ તો પોતપોતાના પુણ્ય કે પાપને અનુસારે થાય છે આ ભવમા સત્કાર્યો કરવાવડે જે પુણ્ય સપાદન કર્યું હોય છે તો દેવાદિ સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે અને જે હિંસા, અસત્ય, પરદારા ગમનાદિ અકાર્યોવડે પાપનો સચય કર્યો હોય છે તો નરકાદિ દુર્ગ તેમા એકલા જવુ પડે છે અને ત્યાના અસહ્ય દુ ખો એકલા સહન કરવા પડે છે કદિ કોઇ સચ્ચારિત્રવાન્ જીવ કર્મ ક્ષય કરવાનેજ ઉદ્યમવત થાય અને સર્વ કર્મોને ખપાવી દે તો તે મોક્ષે પણ એકલોજ જાય છે, તેમા કોઇના સાથની અપેક્ષા નથી અને કોઇ સાથે આવી શકતુ પણ નથી તેટલા માટે શાસ્ત્રકાર કહે છે કે 'હે ભાઇ! કોઇના સગની આ જગતમા અપેક્ષાજ નથી બે વસ્તુ ભેળી થયે તો ઉલટો ખડખડાટ થાય છે માટે અન્ય વસ્તુના કે મનુષ્યના સયોગની ઇચ્છા કર્યા સિવાય માત્ર એકના આત્માનુજ હિત કરવા તરફ પ્રવૃત્તિ કરવી–તેમાજ આનદ માનવો યોગ્ય છે અન્યના સયોગની ઇચ્છા કરીશ–ઇષ્ટ સયોગે આનદ માનીશ તો તેના વિયોગે જરૂર શોકાર્ત્ત થવુ પડશે અને આત્મહિતમા ખામી આવશે, માટે મહાન્ યોદ્ધાની જેમ એકલાજ આત્મસાધનમા તત્પર થઇ જવુ ' એક નીતિવેત્તા કહે છે કે—

> અનુભવીએ એકલા આનદમા રહેવુ રે,
> ભજવા ભગવતને, બીજુ કાઇ ન કહેવુ રે અનુભવીએ૦

આ કાવ્યનુ રહસ્ય ખાસ મનન કરવા લાયક છે ૨૭

मोक्षसाधने मनोनिग्रहस्य कारणत्वान्मनसो दुर्जयत्वमाह—

त्रैलोक्यमेतद्बहुभिर्जितं यै-
र्मनोजये तेऽपि यतो न शक्ताः ।
मनोजयस्यात्र पुरो हि तस्मात्,
तृणं त्रिलोकी विजयं वदन्ति ॥ २८ ॥

व्याख्या—बहुभिरनेकै यैः चक्रिशक्रादिभिर्बहुभिः महापुरुषैः एतत्त्रैलोक्यं इदं स्वर्गमृत्युपाताललक्षणं लोकत्रयं जितं स्ववशवर्ति कृतं, तेऽपि त्रैलोक्यजेतारोऽपि यतो यस्मात् कारणान्मनोजये मनसो जये मनः स्वायत्तीकर्तुमिति यावत् न शक्ता समर्था न भवन्ति, किमुतान्ये प्राकृतजना इत्यपिशब्दार्थः । तस्मान्मनोजयस्याशक्यत्वात् । अत्रेह जगति । हि निश्चयेन । मनोजयस्य चित्तनिरोधस्य पुरोऽग्रे । त्रिलोकीविजयं त्रयाणां लोकानां समाहारस्त्रिलोकी, समाहारद्विगुत्वादकारान्तत्वाच्च स्त्रीत्वं, तस्या विजयं स्वायत्तीकरणं तृणं तृणतुल्यं वदन्ति कथयन्ति, योगिन इति शेषः । चतुर्थपुरुषार्थलक्षणो मोक्षस्त्रिलोकीविजयेन नैव प्राप्यते, किं तु कर्माष्टकक्षयकारिणाऽध्यात्मज्ञानप्राप्तिहेतुना मनोनिग्रहेणैवेति मनसोऽजय्यत्वं, तज्जये चाभ्यन्तरशत्रुक्षयात्क्रमेण केवलालोकेन मोक्षावाप्तिरिति भावार्थः ॥ २४ ॥

અર્થ—મનનું દુર્જયપણું બતાવવા માટે કહે છે કે—આ ત્રણ જગત ઘણાએ જીતી લીધા, અર્થાત્ ચક્રવર્તિપણું મેળવીને છ ખંડ જીત્યા ઇંદ્રપણું પામીને અધોલોક તથા ઉર્ધ્વલોકનું સ્વામિત્વ મેળવ્યું, એવા પુરૂષો પણ મનનો જય કરવાને શક્તિવંત થયા નહીં,

તેથી મનના જયની પાસે ત્રણ લોકનો જય પણ તૃણતુલ્ય છે કારણ કે ચતુર્થ પુરૂષાર્થ-મોક્ષની પ્રાપ્તિ કાંઇ ત્રણ લોકનો જય કરવાથી થતી નથી, તે તો મનનો જય કરવાથી થાય છે ૨૮

ભાવાર્થ—આ કાવ્યમા કર્તાએ ખરેખરી આવશ્યકતા મનનો જય કરવાની બતાવી છે અને તે ખરેખરી વાત છે કારણ કે मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो 'મનજ આ પ્રાણીને સસારમા પરિભ્રમણ કરાવનાર છે અને મનજ આ સસારનો પાર પમાડી મોક્ષમા લઇ જનાર છે' જો કે આ વાકયરચના ખરી રીતે વિચારતા ઔપચારિક છે, કારણ કે મનનો સ્વામી તો આ આત્મા પોતે છે મન તો તેનુ તાબેદાર છે, પરતુ કેટલીક વખત જેમ નોકર મુનીમ અથવા દીવાન ઘરના, દુકાનના કે રાજ્યના માલેક જેવા માથાભારે થઇ પડે છે અને ઘર, દુકાન કે રાજ્યના માલેકને પોતાને આધિન કરી દે છે-પોતે જેમ નચાવવા ધારે તેમ તેને નચાવે છે, તેવી સ્થિતિ આ આત્માની થઇ પડી છે અજ્ઞાન દશાના તેમજ સાસારિક સુખની આસક્તિના યોગે આ પ્રાણી મનને આધિન થઇ ગયેલો છે, તેથી તે જેમ નચાવે તેમ આ પ્રાણી નાચે છે, તેથી કાવ્યકાર કહે છે કે-હે બધુ! ચક્રવર્તીપણુ મેળવવા કરતા અને ઇંદ્રનુ સામ્રાજ્ય પ્રાપ્ત કરવા કરતા મુશ્કેલ કાર્ય મનનો જય કરવો તે છે, તેથી બીજુ સર્વ છોડી દઇ મનનો જય કરવાનો પ્રયત્ન કર મન જીતાણુ એટલે સર્વ જીતાણુ કહ્યુ છે કે-'મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ, એહ વાત નહીં ખોટી,' આ કાવ્યમા તો ગ્રથકાર ત્રણ જગતના જય કરતા પણ મનોજયને વિશેષ કહે છે અને મનના જયવડેજ મોક્ષની પ્રાપ્તિ થવાની સૂચવે છે આ હકીકત અક્ષરશ સત્ય છે અને અનુભવસિદ્ધ છે જેથી એ વિષયમા વધારે લખવાની અપેક્ષા રહેતી નથી ૨૮

मनोलयेनैव संसारेसारभूतं सर्वं भवतीत्याह—

मनोलयान्नास्ति परो हि योगो,
ज्ञानं तु तत्त्वार्थविचारणाच्च ।
समाधिसौख्यान्न परं च सौख्यं,
संसारसारं त्रयमेतदेव ॥ २९ ॥

व्याख्या—मनोलयात् मनसश्चित्तस्य लयः परब्रह्मस्वरूपे आत्मनि एकाग्रता तस्मात् परोऽन्यो योगोऽष्टाङ्गलक्षणो हि निश्चयेन नास्ति न विद्यत एव, मनोलय एव योगस्तस्माद्भिन्नो योगो नास्तीत्यर्थः । तु पुनरर्थे । तथा च ज्ञानं तु हेयोपादेयादेर्जीवाजीवादेर्वा बोधः पुनः तत्त्वार्थविचारणात् तत्त्वं आत्मस्वरूपस्य जीवाजीवादिस्वरूपं वा तस्यार्थः तत्प्रतिपादकशास्त्रस्यार्थः तस्य विचारणं पौनःपुन्येन मनसि चिन्तनं तस्मात् परो न भवतीति शेषः । च समुच्चये । तथा समाधिसौख्यात् समाधानं समाधिर्मनस एकाग्रत्वं यद्वा सम्यक् आ समन्तात् धीयन्ते स्थाप्यन्ते ज्ञानादयो गुणा आत्मनि अनेन मनस एकाग्रत्वेनेति समाधिस्तेन तदेव वा यत्सौख्यं सुखं तस्मात् परमन्यत् सौख्यं नास्ति समाधिसुखमेव परमं सुखं तद्भिन्नं सुखमेव नास्तीत्यर्थः । एतन्मनोलयतत्त्वविचारणासमाधिसुखलक्षणं त्रयमेव निश्चयमेव संसारसारं संसारेऽस्या गतिचतुष्टयरूपाया संसृतौ सारं सारभूतमस्ति, अन्यत्सर्वं चक्रित्वशक्रत्वादिरूपं सार[illegible] [illegible]द्वित्रय

मनोलयेनैव भवतीति तस्मिन्नेव प्रयत्नो विधेय इत्युपदेशः ॥ २९ ॥

અર્થ—મનના લય જેવો બીજો કોઈ યોગ નથી, તત્ત્વાર્થ વિચારણા સમાન બીજુ કોઇ જ્ઞાન નથી અને સમાધિ સુખ ઉપરાન્ત બીજુ કાઇ સુખ નથી એ ત્રણજ ( મનોલય, તત્ત્વાર્થવિચારણા ને સમાધિ સુખ ) આ જગતમા સારભૂત છે ૨૯

ભાવાર્થ—સસારમા આસક્ત મનુષ્યોએ સસારમા સારભૂત એક દ્રવ્ય અને બીજી સ્ત્રી એ બેજ શોધી કાઢેલ છે તેથી આગળ વધીને મધ્યમ વર્ગના મનુષ્યો દેશસેવા, જનસેવા, કીર્ત્તિ વિગેરેને પણ સારભૂત-કર્ત્તવ્ય તરીકે લેખે છે, પરતુ ઉત્તમ પુરૂષો તો આ મનુષ્ય જીદગીનો સાર તેનાવડે યોગ, જ્ઞાન અને સુખ એ ત્રણ મેળવવા તેજ ગણે છે અહીં પ્રશ્ન થાય કે યોગ શુ ? જ્ઞાન શુ ? અને સુખ શુ ? કારણ કે યોગ, જ્ઞાન અને સુખના સબધમા પણ જુદી જુદી અનેક તરેહની માન્યતા હોય છે તેવી માન્યતાઓના દોહન તરીકે-રહસ્ય તરીકે-સાર તરીકે આ કાયકાર કહે છે કે-મનનો જે લય કરવો-તેને અશુભ વિચારણા કરતા તદન રોકી દઇને આત્મામા-આત્મ વિચારણામાજ લીન કરી દેવુ તે ખરેખરો યોગ છે જ્ઞાન તત્ત્વાર્થની વિચારણા કરવી તેજ છે એટલે આ જગત્મા તાત્ત્વિક પદાર્થો શુ શુ છે અને તેનુ વાસ્તવિક સ્વરૂપ શુ છે તેની વિચારણા કરવી-તે સબધી નિર્ણય કરવો તેજ ખરેખરૂ જ્ઞાન છે અન્ય ભૂગોળ ખગોળાદિનુ કે ઇતિહાસાદિનુ જ્ઞાન નિરર્થક છે અથવા તે સર્વ તત્ત્વાર્થવિચારણામા અતર્ભાવ પામે છે એમ સમજવુ અને સમાધિજન્ય સુખ ઉપરાત બીજુ સુખ નથી અર્થાત્ જેમા આત્માને શાતિ-સમાધિ-સમભાવ પ્રાપ્ત થાય, જેમા વિષય કષાયાદિની પ્રવૃત્તિ ન હોય

એવું જે સુખ તેજ ખરૂં સુખ છે વિષયકષાયજન્ય સુખ માન્ય
માન્યતા રૂપજ છે તે સુખ અનિશ્ચિત, વિનશ્વર અને ક્ષણિક છે, તે
મજ તે સુખને અંગે જુદી જુદી માન્યતા હોય છે અને સમાધિ
સુખને તો સર્વ એકમતે સુખ કહે છે તેથી ઉપર જણાવ્યા તેજ
યોગ, જ્ઞાન ને સુખની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો અને તેથી વ્યતિ
રિક્ત યોગ, જ્ઞાન ને સુખની ઉપેક્ષા કરવી, તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન
ન કરવો. ૨૯

मनोलयादिना चित्त प्रसन्न भवति, तस्मिश्च प्रसन्ने सिध्या दिकं सर्वं विपवद्भातीत्याह—

**याः सिद्धयोऽष्टावपि दुर्लभा ये,**
**रसायनं चाञ्जनधातुवादाः ।**
**ध्यानानि मंत्राश्च समाधियोगा-**
**श्चित्ते प्रसन्ने विपवद्भवन्ति ॥ ३० ॥**

व्याख्या—या अणिमालघिमादयोऽष्टाप्रसरव्याका दुर्लभा दु खेन तपस्यादिना लभ्यन्ते इति दुर्लभा दुष्प्राप्या इति यावत् सिद्धय ऐश्वर्यविशेषा.। तथा रसायन अत्रापि लिङ्गविभक्तिवचन व्यत्ययेन यादिति दुर्लभमिति च पदद्वय सबन्ध्यते, एव यथासभव सर्वत्र ज्ञेय, तेन यत् दुर्लभ रसायन पारदगन्धकहिंगुलादिक जरा-विनाशकमायुर्वृद्धिकर चौपध । तथा य चाञ्जनधातुवादा अञ्जन चादृश्याञ्जनादिक धातुवादाश्च धातूनां ताम्रादीना वादाः पारदादि-पदार्थान्तरयोगेन सुवर्णादिकरणानि [illegible]र्लभानि ध्यानानि

देवताराधनादीनि । तथा ये दुर्लभा मन्त्रा सर्पविषोच्चारणादिका देवतासान्निध्यकरा वा जापा । तथा ये दुर्लभा समाधियोगा समाधिश्च ध्येयवस्तुना सहात्मन ऐक्यतारूप योगाश्च मनोवाक्काय व्यापाररोधनानि । एते पूर्वोक्ता सर्वे चित्ते मनसि प्रसन्ने सन्तुष्टे विक्षेपादिराहित्येन निर्मलताभाजि सतीति यावत्, विषवत् हालाहलतुल्या भवन्ति प्रतिभान्तीत्यर्थ । यथा विष प्राणहानिकरत्वात्त्याज्य तथैतेऽपि मोक्षैककारणकेवलज्ञानरूपात्मगुणहानिकरत्वात्त्याज्या एव मन्यते मुमुक्षव इति भावार्थ. ॥ ३० ॥

અર્થ—જ્યારે પ્રાણીને ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે ત્યાર પછી દુલભ એવી આઠ સિદ્ધિઓ, અજન, રસાયન, ધાતુર્વાદ, ધ્યાન મત્ર સમાધિ અને યોગ એ સર્વે વિષ જેવા ત્યાજ્ય લાગે છે, અર્થાત્ સચ્ચિદાનદપણુ પ્રાપ્ત થવાની હદે પહોચેલ પ્રાણીને એ સર્વે કાંઈપણુ જરૂરના લાગતા નથી માત્ર આત્મસ્વરૂપમા રમણુ કરવુ તેજ જરૂરનુ લાગે છે ૩૦

ભાવાર્થ—જ્યા સુધી આ પ્રાણીને ખરી ચિત્તપ્રસન્નતા પ્રાપ્ત થઈ નથી ત્યા સુધીજ તે તેની પ્રાપ્તિને માટે સિદ્ધિ, રસાયન, અજન, ધાતુર્વાદ, ધ્યાન, મત્ર, સમાધિ અને યોગ વિગેરેની ચાહના કર્યા કરે છે તેને મેળવવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કરે છે અનેક યોગી પુરૂષોની સેવા કરે છે, દેશાતર પરિભ્રમણુ કરે છે, પ્રયાસ કરવામા બાકી રાખતા નથી, પરતુ જ્યારે ખરેખરી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થઇ અર્થાત્ જ્યારે ભાવી આત્મા અણુગારની-અપ્રમત્ત મુનિની સ્થિતિ પ્રાપ્ત થઇ, સચ્ચિદાનદ સ્વરૂપ જે કેવળજ્ઞાન તેની પ્રાપ્તિ નજીક જણાણી, ત્યારપછી ઉપર કહેલ અષ્ટસિદ્ધિ અને નવનિધિ વિગેરે સર્વ

તેને વિષ જેવા ત્યાજ્ય લાગે છે અહીં તેને માત્ર ત્યાજ્ય ન કહેતાં વિષ જેવા ત્યાજ્ય એટલા માટે કહ્યા છે કે તે સર્વ વસ્તુઓ તેને અહિતકારી લાગે છે, આવશ્યકતા વિનાની લ ગે છે અને તે મેળવવાનો પ્રયત્ન કરવા જતા આત્માનુ ખાસ કત૦ ૧ ભૂલી જવાય એમ લાગે છે તેથી તે સર્વ મેળવવાના પ્રયત્નને તજી દઇને ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્ય આત્મસ્વરૂપની વિચારણા કરવી-તેમા રમણ કરવુ તેજ પસદ કરે છે, તેજ તેને જરૂરનુ લાગે છે અને તેમાજ તે લીન થાય છે તે સમજે છે કે આ સિદ્ધિઓ, રસાયન, અજનાદિ સર્વ પદાર્થો માત્ર ઐહિક સુખના આપવાવાળા છે અને તે પણ અનિશ્ચિત છે તો તેને માટે પ્રયાસ ન કરતા જેથી પર ભવમા અવિ નાશી સુખ પ્રાપ્ત થાય તેને માટેજ પ્રયત્ન કરવો એ યોગ્ય છે સુજ્ઞ જનોનુ એજ કર્ત્તવ્ય છે ૩૦

समाधिसौख्यस्यानर्हानाह—

विदन्ति तत्त्व न यथास्थित वै,
सकल्पचिन्ताविषयाकुला ये ।
संसारदु खैश्च कदर्थिताना
स्वप्नेऽपि तेषा न समाधिसौख्यम् ॥३१॥

व्याख्या—ये मूढजना तत्त्व हेयोपादेयादिशास्त्ररहस्य यथास्थित यथावत् न विदन्ति न जानन्ति । कथभूता ये सकल्पचिन्ताविषयाकुला' सकल्पाश्च मनोऽस्थैर्येण कर्तव्याकर्त्तव्यानिश्चयात्मका

शब्दादिपञ्चेद्रियार्थास्तैराकुला सङ्कुला । च' समुच्चये । ससारदु'खै ससारे इह जगति यानि दु खानि जन्मजराआधिव्याधिमरणादि कष्टानि तै' कदर्थिताना विडबिताना पीडितानामिति यावत् तेषा मूढजनाना स्वप्नेऽपि स्वप्नावस्थायामपि समाधिसौख्य समाधिना समाधेर्वा जात यत्सौख्य सुख तत् न भवति किमुत जाग्रदवस्थाया-मित्यपिशब्दार्थ । यथार्थतत्त्वविदा सकल्पचिन्तादिरहितानामेव समाधि-सौख्य भवति, तेषामेव च ससारदु खकदर्थना न भवत्यतस्तत्त्वज्ञाने सकल्पादित्यागे च यत्नो विधेय' सत्यसुखेच्छुभिरित्युपदेश. ॥ ३१ ॥

અર્થ—જેઓ યથાસ્થિત તત્ત્વને જાણતા નથી, અનેક પ્રકારના સક પ વિકલ્પ, ચિંતાઓ અને ઇંદ્રિયોના વિષયમા આકુળ વ્યાકુળ થઈ રહેલા છે અને સસારના અનેક પ્રકારના દુ ખોવડે કદર્થિત છે તેમને સ્વપ્ને પણ સમાધિસુખની પ્રાપ્તિ થતી નથી સમાધિસુખની પ્રાપ્તિ તો યથાસ્થિત તત્ત્વસ્વરૂપને જાણનાર તેમજ સક પ, ચિતા અને ઇંદ્રિયોના વિષયોથી વિરક્ત હોય છે તેનેજ થાય છે તે સાથે સસારના દુ ખો પણ તેને કદર્થના કરી શકતા નથી ૩૧

ભાવાર્થ—જે સમાધિ સુખની વ્યાખ્યા ૨૯મા કાવ્યમા કરી આવ્યા છીએ અને જેના સમાન બીજુ કોઇપણ સુખ નથી એમ કહી આવ્યા છીએ તેવા અપ્રતિમ સમાધિસુખની પ્રાપ્તિ જ્યા સુધી યથાર્થ તત્ત્વો જાણવામા ન આવે, સકલ્પ વિક પ દૂર ન થાય, ઇંદ્રિયજન્ય સુખથી ઉપરાઠુ મન ન થાય, તે સુખો ઉપર અભાવ ઉત્પન્ન ન થાય અને સાસારિક અનેક પ્રકારના દુ ખોની કદર્થના દૂર ન થાય એટલે જે દુ ખોનો મોટો ભાગ તો માત્ર કલ્પનાથી દુ ખ તરીકે માનેલો હોય છે અને બાકીનો ભાગ ઉદીરણાવડેજ ઉત્પન્ન કરેલો હોય છે, તે બધાં

દુ ખો સદ્વિચારણાવડે દૂર ન થાય ત્યા સુધી થઈ શકતી નથી તેથી
જે એવા અપ્રતિમ સમાધિ સુખને પ્રાપ્ત કરવાની અભિલાષા હોય તો
તત્ત્વસ્વરૂપ જાણવા પ્રયત્ન કરવો, ખોટા સકલ્પ વિકલ્પ તજી દેવા,
ઇંદ્રિયજન્ય સુખની ઇચ્છાને રોકી દેવી, તે સુખ પરિણામે દુ ખરૂપજ
છે એવી માન્યતાને દૃઢ કરવી અને સાસારિક દુ ખોથી અલગ થઈ
જવુ સસારમા ગણાતા ઇષ્ટવિયોગ અનિષ્ટસયોગાદિ આર્ત્તધ્યાનના
કારણોમા ચિત્તને લીનજ થવા ન દેવુ, એટલે સ્વત અપ્રતિમ સમાધિ
સુખ પ્રાપ્ત થશે અને તેની પ્રાપ્તિ થઈ એટલે સૂર્યોદયથી અધકારની
જેમ અન્ય દુ ખ માત્ર દૂર થઈ જશે કેટલાક તો માત્ર મનની માન્યતા
માત્રજ દુ ખ હતા તે વિસરાળ થઈ જશે અને આત્મા આત્મિક સુખનો
-અવિનાશી સુખનો ભોક્તા થશે તેથી માત્ર ઉપર બતાવેલા હેયોપાદેયને
હૃદયમા ધારણ કરી હેયને તજવાનો અને ઉપાદેયને આદરવાનો પ્રય
ત્ન કરવો ૩૧

अनेकग्रन्थपठनात्तत्त्वज्ञानदर्शकैकश्लोकपठन साधीय इति सदृष्टान्तमाह—

श्लोको वर परमतत्त्वपथप्रकाशी,
न ग्रन्थकोटिपठन जनरञ्जनाय ।
सञ्जीवनीति वरमौषधमेकमेव,
व्यर्थश्रमप्रजननो न तु मूलभार. ॥३२॥

व्याख्या—परमतत्त्वपथप्रकाशी परममुत्कृष्ट तत्त्व मोक्षस्तस्य पथो मार्गस्तस्य प्रकाशी प्रकाशको दर्शक इति

शद्वर्णांतमस्त्छन्दो वर मनाक्प्रिय । " देवादृते वर. श्रेष्ठे त्रिषु क्लीव मनाक्प्रिये " इत्यमर । मोक्षमार्गप्रकाशकस्यैकस्य श्लोकस्य पठन मनाक्प्रियमित्यर्थ । परतु जनरञ्जनाय जनानां लोकसमूहस्य रञ्जनाय मन प्रीतये तन्मनप्रीणनायैवेति यावत् ग्रन्थकोटिपठन ग्रन्थानां पुस्तकानां कोटि लक्षशतपरिमिता सख्या तस्या पठनम् पथनम् न वर। जनरञ्जनायैव पठितापि ग्रन्थकोटि परमतत्त्व मार्गप्रकाशकत्वाभावेन हितकर्तृत्वाभावेन व्यर्थेत्यर्थ. । अत्र दृष्टान्त माह—एकमेव एकसख्याकमेव सजीवनी स सम्यक् व्याधिजरादि-नाशनेन जीवयति प्राणान् धारयतीति सजीवनी आयुर्वृद्धिकरी इति एतन्नामक औषध भैषज्य वर मनाक्प्रिय । परतु व्यर्थश्रम-प्रजननो व्यर्थ रोगादिनाशकत्वाभावेन आयुर्वृद्ध्यकरणेन च निष्फल श्रम यत्न प्रजनयत्युत्पादयतीति तथा । ईदृशो मूलभार' मूलान्यौ-षधविशेषाणि " निर्मूलमौषध नास्ति " इति वचनात्सर्वाणि मूलान्यौ-षधरूपाण्येव । तेषा भार समूहो न वर व्यर्थश्रमप्रजननत्वा-देवेत्यर्थ ॥ ३२ ॥

અર્થ—પરમ તત્ત્વનો પથ જે મોક્ષમાર્ગ તેને બતાવનાર એવો એક શ્લોક પણ શ્રેષ્ઠ છે, પરંતુ જનરંજનને માટે કોટીગમે ગ્રંથનું અધ્યયન પણ શ્રેષ્ઠ નથી, અર્થાત્ નિષ્ફળ છે દૃષ્ટાંત કહે છે કે— સજીવિની ઔષધી કે જેનાવડે વ્યાધિ સવનો વિનાશ અને જીવનની વૃદ્ધિ થાય તેની પ્રાપ્તિજ શ્રેષ્ઠ છે, બાકી વ્યર્થ શ્રમ કરીને મોટો વન સ્પતિનો સમૂહ એકઠો કરવો તે નિષ્ફળ છે કે જેનાવડે વ્યાધિનો વિનાશ ન થાય અને જીવનની વૃદ્ધિ ન થાય એજ પ્રમાણે જે શ્લોક

માત્ર વડે સમાર પરિભ્રમણ રૂપ વ્યાધિનો વિનાશ થાય અને મોક્ષ રૂપ સાદિ અનંત જીવનની પ્રાપ્તિ થાય તેજ શ્રેષ્ટ સમજવો ૩૨

ભાવાર્થ—આ કાવ્યમા કાવ્યકાર આ પ્રાણીને બહુ પ્રયાસ કરતો અટકાવી અલ્પ પ્રયાસે-માત્ર એકજ વસ્તુ મેળવવાથી કાર્ય સિદ્ધિ થઇ જાય તેવી અપૂર્વ કુચી બતાવે છે તે કહે છે કે-અહો ભવ્ય પ્રાણીઓ ! તમે અનેક ગ્રંથો ભણવા વાચવાનો પ્રયાસ જે લોકરંજન માટે કરો છો, સારો સારો વ્યાખ્યાન વાંચીને-સારી સારી કથાઓ કરીને લોકોને -શ્રોતાઓને રીઝવી શકાય તેને માટે પ્રયાસ કરો છો તે પ્રયાસ કરવો તજી દ્યો અને માત્ર એકજ શ્લોક કે જે પરમ તત્વ જે મોક્ષ તેનો માર્ગ બતાવે તેવો હોય તેજ કંઠે કરો, તેનો અર્થજ સમજો,-તેનો ભાવાર્થજ વિચારો, તેનુંજ મનન કરો, તમાજ લીન થઇ જાઓ, તે માર્ગેજ પ્રવર્તો, તેનેજ રહસ્યભુત-કર્તવ્યરૂપ સમજો, બીજી કશી જરૂર નથી આ હકીકત પરત્વે દ્રષ્ટાંત આપે છે કે-વનસ્પતિ માત્ર ઔષધિ રૂપ છે, અન્ન પણ ઔષધિજ છે, કેમકે તે ક્ષુધારૂપ વ્યાધિનુ નિવારણ કરે છે, પરંતુ સર્વ પ્રકારની વનસ્પતિમા એક એવી વનસ્પતિ છે કે જેનુ નામ સજીવિની ઔષધિ છે, તે ઔષધિ વ્યાધિ માત્રને નિવારી શકે છે અને જીવનની વૃદ્ધિ કરી શકે છે આ પ્રમાણે વૈદકશાસ્ત્ર કહે છે તો પછી બીજી વનસ્પતિઓ-ઔષધિઓ એકત્ર કરવાનો પ્રયાસ ન કરતા માત્ર તે સજીવિની ઔષધિ મેળવવાનો પ્રયાસ કરવો તે યોગ્ય છે હવે તે ઔષધિ ક્યારે મેળવી શકાય કે જ્યારે તેને ઓળખી શકીએ તેના તેના લક્ષણો ચિન્હો-આકૃતિ જાણીએ તેજ પ્રમાણે જો તમારે પરમતત્વોનો પથ બતાવનાર એકજ શ્લોકવડે કાર્યસિદ્ધિ કરવી હોય તો

અને તેનો માર્ગ ક્યો ? તે બતાવવા માટે

ઇએ, તેની કૃપા મેળવીને તે બને બાબત સમજી લેવી જોઇએ, તો પછી તેવા માર્ગને બતાવનાર એક શ્લોક પણ ઓળખાશે અને તેની સાધનાવડેજ ઇચ્છિત કાર્ય સિદ્ધ થશે ઇત્યલમ્. ૩૨

मन'स्वास्थ्याभावे एव विषयाद्यभिलाषो भवति मन.स्वास्थ्ये तु न किमप्यभिलषतीत्याह—

> तावत्सुखेच्छा विषयादिभोगे,
> यावन्मन स्वास्थ्यसुख न वेत्ति ।
> लब्धे मन स्वास्थ्यसुखैकलेशे,
> त्रैलोक्यराज्येऽपि न तस्य वाञ्छा ॥३३॥

व्याख्या—तावत् तावन्त काल विषयादिभोगे पञ्चेन्द्रिय विषयादिभोगविषये सुखेच्छा सुखानुभवाभिलाषो भवति प्राणिन इति गम्यते । कियत्कालपर्यन्तमित्याह—यावत् यावन्त काल मन स्वास्थ्यसुख मनसश्चित्तस्य स्वास्थ्य साम्येऽवस्थान तस्य तदेव वा सुख सौख्यानुभव न वेत्ति न जानाति प्राणीति शेष' । परतु मन स्वास्थ्यसुखैकलेशे मन स्वास्थ्यसुखस्य पूर्वोक्तार्थस्य एकश्चासौ लेशोऽशस्तस्मिन् लब्धे प्राप्ते सति तस्य प्राणिनस्त्रैलोक्य राज्येऽपि त्रिभुवनराज्यलाभेऽपि वाञ्छाऽभिलाषो न जायते, विषयादिभोगेच्छा तु सुतरा न जायते इत्यपिशब्दार्थ । तस्मान्मन स्वास्थ्यसुखप्राप्तये एव यतितव्यमिति भावार्थ' ॥ ३३ ॥

અર્થ—આ સસારમા પ્રાણીને વિષયભોગથી પ્રાપ્ત થતા સુખની

ચ્છા ત્યા સુધીજ થાય છે કે જ્યા સુધી તેનુ મન સ્વસ્થપણાના
ર્થાત્ આત્મસ્વરૂપ સ્થિતિપણાના સુખને જાણતુ નથી, પણ જ્યારે
સ્થપણાના સુખનો એક લેશ માત્ર પણ તેનું મન પ્રાપ્ત કરે છે
ાર પછી ત્રણ લોકનુ રાજ્ય મળે તો તેની પણ ઇચ્છા થતી નથી ૩૩

ભાવાર્થ—સ્વસ્થપણાના સુખનો અંશ પણ એટલો કિંમતી
છે કે જેની પાસે ત્રણલોકના રાજ્યનુ સુખ પણ તુલનામા આવી
શકતુ નથી, કેમકે પ્રથમનુ સુખ અવિનાશી છે ત્યારે બીજુ ઉપાધિ
જન્ય છે, પહેલુ કર્મમાત્રને રોકનાર છે ત્યારે બીજુ કર્મનો તીવ્ર
બધ કરાવનાર છે, પહેલુ સસારમાથી મુક્ત કરાવનાર છે ત્યારે
બીજુ પરિભ્રમણ કરાવનાર છે ઇત્યાદિ અનેક પ્રકારે તે બને પ્રકારના
સુખમા રાત્રી ને દિવસ જેટલો અથવા ઉત્તર ને દક્ષિણ ધ્રુવ જેટલો અતર
છે કાવ્યકાર કહે છે કે—આ પ્રાણીને વિષયજન્ય સુખની ઇચ્છા ત્યા
સુધીજ થાય છે કે જ્યા સુધી તેણે સ્વસ્થપણાના સુખના લેશનુ પણ
આસ્વાદન કર્યું નથી એ હકીકત વાસ્તવિક છે કે જ્યારે અમૃતના
એક લવનો પણ આસ્વાદ પ્રાપ્ત થાય તો પછી તે પ્રાણીને અન્ય
પદાર્થોના ઉપભોગની ઇચ્છા સ્હેજ નહીં પરતુ સ્વસ્થપણાનું સુખ
મેળવવુ એટલુ બધુ મુશ્કેલ છે કે જ્યા સુધી આ પ્રાણીની લાઇ
નજ-દિશાજ ન બદલાય ત્યા સુધી તે કોઇ રીતે પ્રાપ્ત થઇ શકે તેમ
નથી જ્યારે આ પ્રાણી પોતાની દિશા બદલશે, કચન કામિનીની
તૃષ્ણા તજી દઇ તેને વિષરૂપ સમજશે, તે બાજુ કબ્જા કરે છે તે
તજી દઈ પોતાનો પ્રવાહજ જ્ઞાન ધ્યાન તરફ વાળશે, ત્યારે પ્રથમ
તેને આત્મિક સુખનો ગધ પ્રાપ્ત થશે [illegible] ક્રમે સ્વ
સ્થપણાનુ સુખ નજીક થતા તેનો [illegible] એટલા

માટે સમકિત દ્રષ્ટિ જીવ જેમ પોતાની લાઇનજ બદલી નાખે ! તેમ લાઇન બદલી નાખવાની જરૂર છે આજ સુધી સંસારમાં રંરે પ થે। ને મચ્યો રહ્યો છે તે હવે પરમાર્થમા-ધર્મમા-આત્મહિતન કાર્યમા રચ્યા પચ્યા ને મચ્યા રહેવુ પડશે ત્યારેજ આત્મિક સુખની પ્રાપ્તિ થશે અને ત્રણ લોકનુ રાજ્ય કોઇ સામે આપવા આવશે તો પણ તેને તુછકારી કાઢશે, અકિંચિત્કર માનશે અને તેની લેશ માત્ર પણ ઈચ્છા કરશે નહીં ૩૩

मत स्वास्थ्यसुखस्याग्रे चक्रवर्त्यादिवैभवसौख्यस्य तुच्छतामाह–

न देवराजस्य न चक्रवर्तिन–
स्तद्वै सुख रागयुतस्य मन्ये ।
यद्वीतरागस्य मुने सदात्म–
निष्ठस्य चित्ते स्थिरता प्रयाति ॥३४॥

व्याख्या—रागयुतस्य रागेण प्रीतिरूपमोहनीयकर्मपरिणाम-विशेषेण युतस्य युक्तस्य उपलक्षणत्वात् द्वेषादियुतस्येति ज्ञेय । देवराजस्य देवाना स्वर्गवासिना राजः स्वामी देवराज समासान्त-टच् प्रत्यय तस्य देवेन्द्रस्य तद्वक्ष्यमाणलक्षण सुख सौख्य नास्ति न विद्यते । तथा रागयुतस्य उक्तार्थस्य चक्रवर्तिन षट्खण्डभरतस्वामिन तत्सुख नास्ति । वैशब्द' पादपूर्तये निश्चये वा । मन्ये इत्यह तर्क-यामि । किं तत्सुखमित्याह—यत्सुख वीतरागस्य विशेषेण इतो गतो नाश प्राप्तो रागो यस्य तस्य रागद्वेषादिरहितस्येत्यर्थ । तथा सदा निरन्तर आत्मनिष्ठस्य आत्मनि आत्मस्वरुपचिन्तन एव निष्ठा

रूपता यस्य तस्मात्मरमणनिरतस्य मुने' सात्रोश्चित्ते निर्विकल्पे मनसि स्थिरता स्थैर्य प्रयाति प्राप्नोति, तत्सुख देवेन्द्रादीना नास्त्येति योजितमेवेति ॥ ३४ ॥

અર્થ—સસારમા રહેલા રાગદશા સયુક્ત એવા ઇંદ્ર અને ચક્રવર્તિઓને પણ તેવુ સુખ પ્રાપ્ત થતુ નથી કે જેવુ સુખ વીતરાગી એવા અને આત્મનિષ્ઠ એવા મુનિના ચિત્તને વિષે સ્થિર થઇને રહે છે. ૩૪

ભાવાર્થ—આ અસારમા કેટલાક પ્રાણીઓ મોટી રાજઋદ્ધિ, સુખ સામ્રાજ્ય, સ્ત્રીપુત્ર પરિવાર વિગેરેની પ્રાપ્તિવાળા ઇંદ્ર અને ચક્રવર્તિ વિગેરેને જોઇને તેને પરમ સુખી માને છે અને તેવુ સુખ પ્રાપ્ત કરવા-મેળવવા પોતે ઇચ્છે છે, પરતુ જ્ઞાની કહે છે કે-હે બધુઓ ! એમા તમારી ભૂલ થાય છે જે સુખ આત્મનિષ્ઠ એવા મુનિ મહારાજને પ્રાપ્ત થયેલ હોય છે તેના અનતમા ભાગનું સુખ પણ ઉપર કહેલા ઇંદ્ર ચક્રવર્ત્યાદિકને હોતુ નથી કેટલીક વખત તો તેઓને પૂછવાથી પણ જણાય છે કે તેઓ ખરા સુખી નથી પણ દુખી છે તેઓ કહે પણ છે કે-ભાઇઓ ! તમે ઉપરથી અમને બહુ સુખી માનો છો પરંતુ અમને જે ચિંતા છે, જે ઉપાધિ છે, જે દુખો છે, તે બધા જો તમે જાણો-સમજો-અનુભવો તો તમે અમને સુખી કહોજ નહીં અમને ઉપરનુ અનેક પ્રકારનુ સુખ છે, અમે ગાડીઘોડામા બેસીને ફરીએ છીએ, અનેક સુદરીઓની વચ્ચે ઘુમીએ છીએ, પરતુ અમને અભ્યતર સુખ-નિશ્ચિતપણુ શાન્તિ અલ્પ પણ નથી આવા કથનથી અને જ્ઞાનીઓના તથાપ્રકારના અનુભવથી ઉપર જણાવી છે તે હકીકત અક્ષરશ સત્ય છે ખરૂ સુખ વિતરાગી અને આત્મનિષ્ઠ એવા મહાત્માઓનેજ હોય છે-તેમનેજ હોઇ શકે છે અન્યત્ર તેના સ્વપ્નાનુ પણ સભવ નથી.

विचारशून्यस्येदं तत्त्वं दूरं प्रयातीत्याह—

यथा यथा कार्यशताकुलं वै,
कुत्रापि नो विश्रमतीह चित्तम् ।
तथा तथा तत्त्वमिदं दुरापं,
हृदि स्थितं सारविचारहीनैः ॥ ३५ ॥

व्याख्या—इह जगति यथा यथा प्राणिनश्चित्तं मनः कार्यशताकुलं कार्याणां संसारव्यापाराणां शतानि शतसंख्याकानि कार्याणीति यावत् तैराकुलं व्यग्रं सत् कुत्रापि कुत्रचिदपि स्थाने नो विश्रमति विश्रामं न प्राप्नोति । तथा तथा सारविचारहीनैः सारस्य तत्त्वस्य विचारेण चिन्तनेन हीनैः रहितैर्जनैः इह योगिजनप्रत्यक्षं हृदि स्थितं चित्ते एव प्रतिष्ठितं तत्त्वमात्मस्वरूपं दुरापं दुःखेन आप्यते लभ्यते इति दुरापं भवति चित्तस्थमपि आत्मतत्त्वं विचारवर्जितानां दूरतरं प्रयातीत्यर्थः । अतोऽसारविचारत्यागेन सारविचारकरणेन चात्मस्वरूपं ज्ञेयं, यतो मनोविश्रान्तिरात्महितं च स्यादिति भावार्थः ॥ ३५ ॥

અર્થ—જેમ જેમ સેંકડો કાર્યમાં વ્યગ્ર રહેવાથી કોઈપણ સ્થાનકે ચિત્ત વિશ્રાંતિને પામતું નથી તેમ તેમ જેના હૃદયમાં સારાસારનો વિચાર નથી એવા પ્રાણીને ખરા તત્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે ને સારાસારનો વિચાર હોય તો પછી અસારભૂત કાર્યમાં ચિત્ત ન આપતાં સારભૂત કાર્યમાંજ ચિત્ત પરોવે, જેથી ચિત્ત વિશ્રાંતિને પામે અને આત્મહિત થાય ૩૫

ભાવાર્થ—આ પ્રાણીને આ સસારમા કર્તવ્ય તરીકે અનેક કાર્યો ઉપસ્થિત થાય છે, પરતુ તે સર્વ કરી શકાતા નથી, પરતુ એવી રીતે અનેક કાર્યમા વ્યગ્ર રહેવાથી તેનુ ચિત્ત એક પણ કાર્યમા બરાબર એકાગ્ર થઈ શકતુ નથી તેથી આ કાવ્યમા એવી શિક્ષા આપવામા આવે છે કે—હે ભવ્ય પ્રાણી ! જો તારે કોઇપણ કાર્ય બરાબર કરવુ હોય તો પ્રથમ સારાસાર કાર્યનો વિચાર કર અને પછી તેમાં જે કાર્ય સારભૂત જણાય તે કાર્ય કરવાનો પ્રયત્ન કર કેમકે માત્ર એ કાર્ય કાયમ જો કર્ત્તવ્યપણે નક્કી વશે અને તેમાજ પૂરતો પ્રયત્ન કરવામા આવશે તો તે કાર્ય બરાબર થશે અને ચિત્તને પણ વિશ્રાતિ મળશે જેઓ તમામ કાર્યમા મચ્યા રહે છે તે એક પણ કાર્ય યથાસ્થિત કરી શકતા નથી તેમજ તેને સારાસારની વહેચણ કરતા આવડતી નથી એમ સિદ્ધ થાય છે ખરા તત્ત્વની પ્રાપ્તિ પણ તેને થઇ શકતી નથી, કેમકે જેની તત્ત્વો જાણવાની કે મેળવવાની ઇચ્છા હોય છે તે પ્રથમ તત્ત્વાતત્ત્વની ગવેષણા કરે છે અને અતત્ત્વને તજી દઇ તત્ત્વ મેળવવાનોજ પ્રયત્ન કરે છે આ પ્રમાણે થવાથી ખરા સારભૂત કાર્યને તે યથાર્થ કરી શકે છે અને તેમા તેનુ ચિત્ત વિશ્રાતિને પામે છે આત્મહિત પણ ત્યારેજ થઇ શકે છે આ જગતમા ઘણા ઉદ્યોગપરાયણ મનુષ્યો અનેક કાર્યમા માથુ મારતા દૃષ્ટિગોચર થાય છે પરતુ તેઓ એક પણ કાર્ય પૂર્ણ કરી શકતા નથી જેઓ ઉપસ્થિત થતા સર્વ કાર્યમાથી ખરી જરૂરના—અગત્યના—વિશેષ લાભકારી—સ્વપર હિતકારી—આત્માને શાતિ આપનારા કાર્યને શોધી તેમાજ પોતાની શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરે છે તેઓજ ખરી વિશ્રાતિ ને આત્મહિત મેળવે છે અને તેઓજ કાર્યપરીક્ષામાં પ્રવીણ ગણાય છે ૩૫

अथ ग्रन्थकार' प्रशमसुखमाप्तमात्मान ज्ञात्वा मोक्षमाप्तये चित्त-समाधावुपादिशन्निद प्रकरणमुपसहरति—

शमसुखरसलेशाद् द्वेष्यता सप्रयाता,
विविधविषयभोगात्यन्तवाञ्छाविशेषा ।
परमसुखमिद यद्भुज्यतेऽन्त समाधौ,
मनसि सति तदा ते शिष्यते किं वदान्यत् ॥३६॥

व्याख्या—हे आत्मन् । विविधविषयभोगात्यन्तवाञ्छाविशेषा विविधा अनेकप्रकारा ये विषयभोगा शब्दादिविषयानुभवास्तेषु येऽत्यन्तवाञ्छाविशेषा उत्कटलोलुपताविशेषा. पूर्वं नव मनसि स्थिता आसन्नित्यर्थ तेऽधुना शमसुखरसलेशात् शमेन मन'प्रशमेन यत्सुख साम्यावस्थारूपआनन्दस्तदेव रसोऽमृतनिस्यन्दस्तस्य लेशो लवस्तस्मात् पूर्वोक्तोपदेशरहस्यचिन्तनेन प्राप्तादित्यर्थ , द्वेष्यता द्वेष्टु योग्या द्वेष्या इमे विषयभोगाभिलाषा ज्ञानाद्यात्मगुणनाशकत्वात् शत्रुतुल्या एवेति कृत्वा, तेषा भावस्तत्ता। तामरुचिकरतामिति यावत् समयाता प्राप्ता । प्रशमसुखरसेन यत्त्वया विषयाभिलाषा नाशितास्तदहमनुमोदे इति तात्पर्यं । एव सत्यप्येतावदेवेच्छामीत्याह—परमसुखेत्यादि, यत् यत्रि अन्त समाधौ केवलात्मस्वरूपे अभ्यन्तरसमाधौ विषये मनसि सति चित्ते स्थिते सति इद योगिजनप्रत्यक्षमात्मन्येव साक्षात् स्थित परमसुख सच्चिदानन्दरूपमनन्तज्ञानादिचतुष्टया मक वा मोक्षसुख भुज्यतेऽनुभूयते त्वयेति शेष , तदा तर्हि वद त्व कथय ते तवान्यत् परम-

गुणादुव्यतिरिक्तं किं किंनामकं सुखं शिष्यतेऽमाप्तेनावशिष्यते ? मोक्षसुखमेव सौख्यसर्वस्वं ततोऽन्यत्सुखमेव नास्तीत्यर्थः। अतो मनःसमाधिना मोक्षसुखमाप्तये एव यतितव्यमित्येवमात्रमेव तत्त्वोपदेशाशेष इति ग्रन्थकर्तुः स्वानुभवप्रकाश इति तत्त्वम् ॥ ३६ ॥

॥ इति हृदयप्रदीपषट्त्रिंशिका सटीका समाप्ता ॥

અર્થ—ઉપશમ સુખનો જે રસ તેના લેશની પણ પ્રાપ્તિ થાય છે તો તેથી વિવિધ પ્રકારના વિષયભોગની જે અત્યંત વાન્છા હોય છે તેની ઉપર દ્વેષબુદ્ધિ–અરૂચિ ઉત્પન્ન થાય છે, અને તેથી અંતઃકરણની સમાધિ પ્રાપ્ત થાય છે, એટલે તે પ્રાણી મનને વિષે પરમ સુખને ભોગવે છે આ બન્ને વાતની–ઉપશમ સુખની અને અંતઃકરણની સમાધિની પ્રાપ્તિ ઉપર કહેલા વાક્યોનું સંપૂર્ણ પ્રકારે મનન કરવાથી થઈ શકે છે એ ઉપરાંત આ પ્રાણીને બીજું કાંઈ શીખવાનું પણ નથી એ બે વાત શીખાય એટલેજ બસ છે માટે તેને માટે અહર્નિશ પ્રયત્ન કરવો, જેથી આત્મિક સુખની પ્રાપ્તિ થાય ૩૬

ભાવાર્થ—આ જગતમાં આત્મહિત ઇચ્છક મનુષ્યને પ્રાપ્ત કરવાની વસ્તુ બેજ છે ઉપશમ સુખ અને અંતઃકરણની સમાધિ એ બેની અંદર કાર્ય કારણભાવ પણ રહેલો છે કારણકે ઉપશમ સુખથી અંતઃકરણની સમાધિ પ્રાપ્ત થાય છે આ આખા કાવ્યમાં જે હિત શિક્ષા આપી છે તે આ બે વસ્તુની પ્રાપ્તિ માટેજ આપવામાં આવી છે હૃદયની અંદર રહેલ અજ્ઞાનાંધકારને દૂર કરી તેમાં જ્ઞાનપ્રદીપ પ્રકટ કરવાનોજ આ કાવ્યકારનો પ્રયત્ન છે અને તેથીજ આ હૃદય પ્રદિપ રાખેલુ છે અને તેની અંદર ૩૬ શ્લો

ષટ્ત્રિંશિકા શબ્દ જોડવામા આવ્યો છે જે પ્રાણીને ઉપશમ સુખનો લેશ પણ પ્રાપ્ત થાય છે તેને પછી સાંસારિક વિષયજન્ય સુખ ઉપર અભાવ-અપ્રીતિ-અરૂચિ ઉત્પન્ન થાય છે અને તેને વિશેષ વિશેષ મેળવવાની વાંચ્છા તો સર્વથા નાશજ પામી જાય છે આ પ્રમાણે થવાથી તેને અંતઃકરણની સમાધિની ક્રમે ક્રમે પ્રાપ્તિ થતી જાય છે આ જગતમા મનુષ્યપણું પામીને ખરૂ શીખવાનુ એજ છે જે પ્રાણી એટલુ શીખ્યો અને તેનુ અનુકરણ કર્યું-તદ્યોગ્ય પ્રયત્ન કર્યો તે પ્રાણી અવશ્ય આત્મહિત કે જે પરમ કષ્ટે સાધ્ય થઇ શકે તેવુ છે તેને સાધે છે અને આદ્યશ્લોકમા કહ્યા પ્રમાણે તેના હૃદયમા ખરેખરો વિવેક પ્રકટે છે જે વિવેક તેને અનુક્રમે પરમાનંદ સુખ પ્રાપ્ત કરી આપવાના જામીનરૂપ છે આ કાવ્ય પણ જો અક્ષરશઃ વાંચવામા આવે-તેનો અર્થ વિચારવામા આવે અને મનન કરવામા આવે તો પરમાનંદ પ્રાપ્ત કરી આપે તેમ છે ખરેખરો હૃદયમા પ્રદીપ પ્રકટ્યો ત્યારેજ કહેવાય કે તેમા કેવળજ્ઞાન ઉત્પન્ન થાય આ કાવ્યકારનો સર્વ પ્રયત્ન તેને માટેજ છે અને અમે પણ તેના અર્થનુ વિવેચન કરવાનો જે પ્રયત્ન સેવ્યો છે તે તે હેતુ માટેજ સેવેલો છે જે ભવ્ય જીવો તેનો યોગ્ય ઉપયોગ કરશે તે આત્મહિત પ્રાપ્ત કરશે અને અમારો પ્રયત્ન પણ સફળ થશે તથાસ્તુ

ઇતિ શ્રી હૃદય પ્રદીપ છત્રીશી

અર્થ યુક્ત સંપૂર્ણ